શ્રી સૂરજબહેન સ્મારક ગ્રંથમાળા પુ૦-૮

# રાજા રામમોહન રાયથી ગાંધીજી

[હિંદની આઝાદીના ઇતિહાસની એક સમીક્ષા]

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

પ્રસ્તાવક નરહરિ પરીખ



ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ–૧૪

# પ્રકાશકનું નિવેદન

આ પુસ્તક શ્રી સૂરજબહેન સ્મારક ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થાય છે. આ માળા મુખ્યત્વે ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર ઇ૦ વિષયો પરના ગ્રંથો પ્રસિદ્ધ કરવા માટે વિચારી છે. તેમાં આ અગાઉ પ્રસિદ્ધ થયેલી ચોપડીઓની યાદી, પાછળ આપવામાં આવી છે.

૧૮૫૭ની શતાબ્દી નિમિત્તે આ પુસ્તક બહાર પાડવામાં આવે છે. માનું છું કે, આપણા ઇતિહાસના એ મહાપર્વની ઉજવણી આથી ઠીક શોભશે.

આ પુસ્તક ગયાં બસો વર્ષના આપણા ઇતિહાસની ઊંડી સમીક્ષા પે છે તેથી જ તે આટલા કદમાં સંભવી શકે છે.

પુસ્તક કેમ કરતાં લખાયું એ વિષે લેખક તરીકેની અલગ પ્રસ્તાવનામાં કહ્યું છે, એટલે અહીં તે વિષે જગા રોકવાની જરૂર નથી. શાળા મહાશાળા તથા સામાન્ય વાચક સૌને આ ચોપડી આવકારપાત્ર લાગશે એવી આશા છે.

૨૨-૭-'૫૭

# પ્રસ્તાવના

આ ચોપડીનું પેટા-નામ બતાવે છે કે, એ હિંદની આઝાદીના ઇતિહાસની એક સમીક્ષા છે, એટલે કે, તે તેની તવારીખનો વિવરણગ્રંથ નથી તેથી તેમાં તેનું વિગતવાર બયાન મળશે નહીં, ન તેમ કરવાનો ઇરાદો પણ હતો

ત્યા, એવું વિગતવાર બયાન પણ હવે લખાવું જોઈએ, એમ હું વરસોથી માનતો આવ્યો છું એક રીતે કહું તો, એ લખવાનું સ્વપ્ન પણ મનમાં સેવ્યું છે એના જ પ્રારંભિક અભ્યાસ રૂપે મારો ૧૬૦૦ થી ૧૮૦૦ સુધીનો ઇતિહાસ — 'હિંદની અંગ્રેજ વેપારશાહી' છે આગળ ૧૮૩૫ સુધી તેનો કાચો લેખ તૈયાર પડ્યો છે ત્યાર પછી એ કથા આગળ લખવી જોઈએ. પરંતુ તે લાંબુ મોટું કામ થાય ત્યારે થાય, દરમિયાન ૧૮૩૫ થી સો વર્ષની તવારીખની ઊડતી સમીક્ષા કરતો અભ્યાસગ્રંથ કોઈ અભ્યાસીએ તૈયાર કરવો જોઈએ, એમ એક શિક્ષક તરીકે મને હમેશા લાગ્યું છે કારણ કે, આજના વિદ્યાર્થીને આ મહાન સૈકાની ખબર ન પડે, તો હિંદના ભવિષ્યના નાગરિક તરીકેની તેની કેળવણીમાં ગાબડું રહે, એટલું જ નહીં, નવા જન્મેલા હિંદને તે સમજી જ ન શકે આપણા શિક્ષણતંત્રમાં આજેય આ ખોટ અણપૂરી જ રહી છે હવે તેમાં સુધારો થવો જોઈએ

પરંતુ, આ ચોપડી તે મનોરથનું સીધું પરિણામ નથી તેની ઉત્પત્તિ અણધારી રીતે થઈ ઈ સ. ૧૯૫૪ માં, ગુજરાત કૉલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્ર મંડળે તેના ૨૫ વરસના ઉત્સવને નિમિત્તે એક વ્યાખ્યાન-માળા યોજી હતી તેમાં ભાગ લેવા મને બોલાવ્યો હતો, અને વિષય સોંપ્યો હતો — હિંદ કેમ કરતાં સ્વતંત્ર થયું? આ વિષય મારી

સચિનો હતો. તેની ચર્ચા કરવાને માટે ને મથાળું આપ્યું — 'રાજા રામમોહન રાયથી ગાંધીજી', કે જે નામે આ ચોપડી બહાર પડે છે

વ્યાખ્યાનના દરેક કાર્યક્રમમાં મેં જે ચર્ચા કરી, તે તેના શ્રોતાઓને દિલચસ્પ લાગી અને થયું કે, આ રસિક વિષયની પ્રસંગોપાત્તના જેવા પણ તે વિષે જો હું થોડાક લેખો દ્વારા લખી નાખું, તો 'શિ૦ સા૦'ના વાચકોને રસ પડશે. તેના તંત્રી તરીકે કાર્યક લેખન તો કરવાનું રહે જ છે, તો આ વિષય શો ખોટો! આમ મેં લેખમાળા જાનેવરી ૧૯૫૪મા શરૂ કરી અને ૧૯૫૫ના નવેમ્બર સુધી હપતે હપતે ચલાવી ત્યાં સુધીમાં હું ૧૯૪૦ સુધી પહોંચ્યો હતો. ૧૯૪૨નો સમય આવતાં લેખમાળા અટકી. ૧૯૪૨થી ૧૯૪૭ સુધીના પાંચ વરસનો મહાર્ગતિવાન ઇતિહાસ-ભાગ ત્યારે પડી રહ્યો; હમણાં તૈયાર કર્યો તેટલો ભાગ આ ચોપડીમાં પહેલી વાર પ્રસિદ્ધ થાય છે. તે સિવાયનું બીજું બધું લખાણ 'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રસિદ્ધ થયેલું તેમાંથી લઈને આ ચોપડીનું સંપાદન કર્યું છે.

અલબત્ત, ચોપડીનો મુખ્ય ભાગ તેના પ્રથમ ૧૧૦ પાનાં છે. તેમાં મેં ઇતિહાસની અમુક સળંગ સમીક્ષા રજૂ કરીને, હિંદ કેમ કરતાં આઝાદ થયું તેની ટૂંકમાં કથા કહી છે.

પુસ્તકરૂપે તે આપતાં વિચાર આવ્યો કે, આ કથામાં પુરવણી કરે એવું બીજું લખાણ તૈયાર હોય તો તે પણ લેવું ઠીક થશે. તેથી પુસ્તકની ઉપયોગિતા પણ વધશે. આમ માનીને 'પુરવણી' તરીકે તેમાં બંધ બેસે એવી બીજી સામગ્રી 'શિ૦ સા૦'માંથી પસંદ કરીને આપવામાં આવી છે. વાચકને તે પસંદ પડશે એમ માનું છું.

મૂળ ઇતિહાસ-સમીક્ષા જોડે આ પુરવણીની સામગ્રી વીણીને મૂકવામાં જે ધ્યાન નજરમાં રાખ્યું તે ટૂંકમાં કહું. પુરવણીના શરૂના ૬ પ્રકરણોમાં કેટલીક વિશેષ ઐતિહાસિક સામગ્રી છે, જે દ્વારા ગયા સો વરસના કેટલાક ખાસ ક્ષેત્રોના ઇતિહાસ પર પ્રકાશ પડી શકશે.

પ્ર૦ ૭ થી ૧૨ મા આઝાદીના પ્રમુખ પાર્વમાઓ વિષે કાઈક સામગ્રી છે, જેમા ગાધીજી વિષે તેમની સત્યાગ્રહી કાર્યપદ્ધતિનો ચિતાર મુખ્યત્વે મગરો બાકી રહેના છે'ના ચાર પ્રકરણોમા ભાગ ા અને તે પછીના નવા દિવસના થોડાક મુખ્ય પ્રશ્નોની ચર્ચા છે આ બધી સામગ્રી ૧૯૪૭ થી ૧૯૫૦ ના લખાણોમાથી જ છે એક સિવાય (જે શ્રી ગોપાનદાસ પટેલનુ છે ) તે બધા લખાણુ મારા છે વાચકને વિનતી છે કે, તે વાચની વખતે, તેની નીચે આપેલી, તે લખાયા તારીખ ધ્યાનમા રાખે, કેમ કે, તેની ચર્ચા ભાવા ૪૦ ઉપર એની ધાવા હશે, જે અત્યારે વાચતા મધમેસતી ન લાગે

સમીક્ષાની રીતી તથા ચર્ચાના વિસ્તાર વિષે બે બોલ કહેવા જોઈએ લેખમાળા શરૂ થઈ તે એવા ધ્યાનથી કે, બે પાચેક લેખોમા વ્યાખ્યાનનો મર્મ કહી દેવો શરૂના પ્રકરણોમા આની અસર વાચકને દેખાશે તે પ્રકરણો લગભગ રૂપરેખાના ટાચણ જેવા લાગશે જેમ જેમ તેમા આગળ વધતો ગયો અને આપણા કાળની નજીક કથા આવતી ગઈ, તેમ તેમ આ ટૂકાણુની શૈલીમા અજાણે જ ફેરફાર થતો ગયો કથા કાઈક લબાણથી કહેવાતી ગઈ એના હપતા દર મહિને લખતો જતો હતો, પહેલેથી લખી રાખેલી કથા હપતે હપતે આપતો હતો એવુ નહોતુ આ રીતે ચાલતા ૧૯૪૨ના કાળ સુધી આ પો, ત્યા આગળ હપતો અટક્યો તે અત્યાર સુધી અટકેલો જ રહ્યો છે તેમા કારણ એ હતુ કે ક્રિપ્સ મિશનથી ૧૯૪૭ સુધીના પાચ-સાત વરસમા બનાવોની એવી તો પરપરા ચાલી કે, તે બધો તતુ યાદ કરીને જ વાત માડી શકુ એટલે તે અગેની સામગ્રી જોવી જોઈએ

આમ અટકેલુ કામ, આ ચોપડી બહાર પાડવી જોઈએ એ નિમિત્તે, થોડા વખત પર હાથ લીધુ ૧૯૪૦ પછીના ઇતિહાસના આ પ્રકરણો સારી પેઠે વિગતવાર લબાણવાળા થયા છે મને લાગે છે કે, ... તે ... કેમ કે ૧૯૪૨થી ૧૯૪૭મા જે થયુ તેની ટૂકી કથા

એમા એને જોવા મળશે આ પ્રકરણો તૈયાર કરવામા શ્રી વી પી. મેનનના કેટલા પુસ્તકે ('ધી ટ્રાન્સફર ઑફ પાવર ઇન ઇંડિયા') મને સારી મદદ કરી તેની સાભાર નોંધ લઉ છુ તે જો ન મળત તો આ કથા કહેવા માટે ઘણી તત્કાલીન સામગ્રી જોવી પડત અને તોયે, આ ગાળામા થયેલ ઘટનાના, શ્રી મેનન જેવા અતરગ જાણકાર જે કહે તે તો ન જ મળત આ પુસ્તક આપણા દેશના આ પ્રકરણ અગે કીમતી ગ્રથ છે

હિંદની આઝાદીના ઇતિહાસની આ ઢબની સમીક્ષા ગ્રથ રૂપે આપણી ભાષામા આ પહેલી વાર બહાર પડે છે, એમ માનુ છુ હિંદનો આ ગાળાનો ઇતિહાસ તેના પૂર્વેના અનેક સૈકાની ગતિમતિ તથા નીતિરીતિમા મૌલિક પલટો બતાવનારો છે અહિંસક રાજ્યક્રાતિનો જગતમા પહેલો નમૂનો એમા જોવા મળે છે એ વસ્તુની ઝાંખી આ સમીક્ષા અને પૂરવણી જો વાચકને કરાવી શકે, તો હુ કૃતકૃત્યતા માનીશ

આ ક્રાતિનો એક સૈનિક હુ છુ એક વિદ્યાર્થીની નજર રાખી ૧૯૨૦-૨૧ થી હુ તેમા ભાગ લેતો આવ્યો છુ એમાથી મળેલો પ્રત્યક્ષ અભ્યાસ અને તેના ચિંતનમનન પરથી મારા મનમા આ ગાળા વિશેના ઇતિહાસનો જે જાતનો નકશો નજરમા નીતરી આવ્યો તેને આ ચોપડીમા આવતા લખાણો દ્વારા બતાવવા મે પ્રયત્ન કર્યો છે

મને લાગે છે કે આ ગાળામા હિંદની પ્રજાએ, તેના ઇતિહાસમા સેંકડો વરસો બાદ, પ્રત્યક્ષ અવતારકાર્ય ભજવાતુ જોયુ તેણે હિંદ માટે તેની પ્રજાના પુરુષાર્થને માટે હવે પછીની તેની યાત્રાને માટે એક નવી જ ભાતની મજલ — નવો જ યુગ માડવાની શરૂઆત કરાવી છે તે વિશે જાગ્રત થઈ જ્ઞાનપૂર્વક વર્તીએ, તો જ તેનો લાભ મળે, નહી તો પછી ચૂકીએ ભિખારી રહીએ આપણી પ્રજાને માટે નવી દૃષ્ટિ નવે આદર્શે નવા પરાક્રમયુગનુ આહ્વાન આ ઇતિહાસે આપ્યુ છે તે આપણે ઝીલીશુ કે પછી મહાભારતના કાળથી ચાલ્યુ આવ્યુ છે

એમ, — અને જેવુ પુનરાવર્તન ૧૮૫૭મા જોયુ તે હમનુ, — ફરી કુસપ, સંચિત સ્વાર્થ, ભાગલા અને રાષ્ટ્રદ્રોહી વાતાવરણોમા પુરાઈને સડવા ને મરવા પડીશુ? — આ સવાલ આપણી આગળ છે

આપણે આ પ્રશ્નને સાચી રીતે અને સ્વતંત્રતાપૂર્વક ઉકેલવાને માટે સ્વરાજ્ય મેળવ્યુ છે તે એક સાધન જ છે, સાધ્ય તો જગતમા માનવકુટુંબની સુખશાંતિ અને સર્વનો જીવનવિકાસ સાધવા ચાલે એ ઢબનો જગતીય સર્વોદય છે હિંદ આથી બાજુ જોઈને નાનો ન બને यद वै भूमा तत् सुखम्। મહાત્માજીની વાત સમજનારો હિંદ દેશ કેવળ પિંડે આવી જાય છે, એ આપણી સામાજિક કે સામુદાયિક એમ છે, તેમાથી બચાને ચાલવુ એ આપણી રાષ્ટ્રીય સલામતીને માટે ઇતિહાસજૂની શીખ છે

ત્રેવણુ પેઢીથી એક સ્વરાજનુ સ્વપ્ન સેવતા રહ્યા તો આપણે ચડ્યા હવે કયા સ્વપ્નને સહારે જીએ — સેવવુ છે? રાષ્ટ્રો આવા આદર્શના ઉન્નત શિખરોને દૃષ્ટિમા રાખીને કે રાખ્યા વગર ચાલે તેમા તેમની ચડતીપડતીના બીજ રહે છે, એ ઇતિહાસનો સનાતન સાર છે આજનુ હિંદનુ સ્વપ્ન પ્રાચીન હિંદુના નથી અથવા એ છે તો સનાતન હિંદુત્વની જે વ્યાખ્યા તેના રાષ્ટ્રપિતાએ જીવી બતાવી અને શીખવવાને માટે જીવન આપ્યુ તે છે આ વસ્તુ કેવળ હિંદુત્વનુ નથી તેમા જાતિ રંગ ધર્મ કે ભાષા યા ભૂગોળના અંતરાય પણ નથી મનુષ્ય તેના સરજનહારને વફાદાર રહી અને સૌ ભાઈબહેનો છીએ એ યાદ રાખીને પોતાનુ સ્વજીવન, સમાજજીવન તથા રાષ્ટ્રજીવન ગુજારે — એ જાતની અહિંસાધર્મપરાયણ જીવનદૃષ્ટિ ગાંધીજીની ધર્મદૃષ્ટિનુ હાર્દ છે આવો વ્યાપક સર્વભાવ જગતના નવયુગનો માનવધર્મ છે ગાંધીજીએ તે આદર્શ આપણને શીખવ્યો છે આજે આ સવાલ આખા જગત સામે છે હિંદે આ સ્વપ્ન શિખરનુ આરોહણ કરવાનુ છે આપણી ગઈ સદીનો આ પાઠ આ

સમીપમા જો પ્રેરી શકે, તો તેનુ પ્રયોજન સફળ થશે. પ્રભુ એ વસ્તુ હિંદીઓના હૃદયમા પ્રેરો, એટલી પ્રાર્થનાની સાથે આ ચોપડી વાચક આગળ રજૂ કરુ છુ

૨૧–૭–'૫૭ મગનભાઈ દેસાઈ

## સાંકળિયું

## પુરવણી

# ૧

# ઉપોદ્ઘાત

## ૧

[રાજા રામમોહનરાયનો કાળ એટલે ઈ સ ૧૭૭૨થી ૧૮૩૩] અંગ્રેજી રાજ્ય તે કાળમા બંગાળમા ગોઠવાઈ ગયુ હતુ અને તેની ઘટતી સ્થાપના પાકે પાયે કરવાને સારુ અંગ્રેજ રાજકર્તાઓ વિચારતા હતા એ કાળ એટલે અંગ્રેજોના રાજ્યનો સ્થાપનાયુગ

ગાંધીજીનો સમય એટલે ઈ સ ૧૮૬૯થી ૧૯૪૮ તે કાળમા અંગ્રેજી રાજ્ય પૂરુ જામીને પડી ભાગવા લાગ્યુ ધૂળ પર લીંપણનો પોપડો ઊંચો નીચો થાય તેવુ કાંઈક થયુ આ કાળ એટલે અંગ્રેજ રાજ્યનો उत्थापनायुग

સ્થાપનાયુગના વખતના હિંદને દોરવાનુ કામ રામમોહનરાયે કર્યું આ જે કહુ છુ તે કોઈ રીતની તે મહાભારતી પુરુષની નિંદા કે અપસ્તુતિ રૂપે નથી કહેતો પરંતુ તેની પૂરી સ્તુતિ તેમા કરુ છુ

તે યુગમા હિંદે નવુ જ કાંઈક અનુભવ્યુ હતે શસ્ત્રે, નીતિ શક્તિએ છતા મળે અને પૂરતી આવડત અક્કલ છતા હજારો ગાઉથી આવેલા ચપટીક જેટલા ગોરાઓ આગળ હિંદ પરાસ્ત થઈ તેમના લોભ અને વેપારનુ ભોગ થયુ અને તેમ તેને ગુલામ થતુ કોઈ હિંદી રાજવી રોકી ન શક્યો અને પેલા અંગ્રેજ ઇતિહાસકાર સિલીએ કહ્યુ છે તેમ આપણે જ હાથે આપણે જ પૈસે આપણા જ લશ્કરથી અંગ્રેજોએ આપણને હરાવીને પોતાનુ રાજ મેળવ્યુ બને આમ થતુ એ તો વળી વિચિત્ર કહેવાય આ વિચિત્રતાથી આપણી પ્રજા ડઘાઈ ગઈ છતા નવા રાજ્યસત્તામા કાંઈક અમુક નિરાત અને ખરી ખોટી વ્યવસ્થા પણ તેણે જોઈ

આ પ્રકારના વિચિત્ર પરિવર્તનની નાડ પારખીને દેશને માટે રસ્તો રજૂ કરવો, એ મોટી જવાબદારી રાજા રામમોહનરાયે અદા કરી એમ ઇતિહાસ જરૂર કહે છે કવિશ્રી ટાગોરનું વાક્ય ટાંકુ તો,

> "Through the dynamic power of his personality and his uncompromising spirit, he visualized our national being with the urgency of creative endeavour . He is the great path maker of this century who has removed ponderous obstacles that impeded our progress at every step, and initiated us into the present era of world wide co operation of humanity"

[ પોતાના પ્રબળ પ્રતિભા તથા અડગ આત્મબળે કરીને તેમણે આપણા રાષ્ટ્રાત્માને તેના વિકાસ માટે સર્જનાત્મક પુરુષાર્થ હાથ ધરવો તત્કાળ જરૂરી છે એ પારખી લીધું આ તેમના તે મહાન પથપ્રદર્શક છે, ડગલે ને પગલે જે ભારે મોટાં વિઘ્નો આપણી વિકાસયાત્રામાં નડતાં તે તેમણે દૂર કર્યાં અને આજના જગવ્યાપી માનવ સહકારના નવયુગની આપણને દીક્ષા આપી ]

રાજા રામમોહનરાયે હિંદના અર્વાચીન યુગનો પાયો નાખ્યો, અને તે કાળે એક એવી રાષ્ટ્રગતિ શરૂ કરી કે જેને જોરે હિંદ તે વખતની અવનત દશામાંથી ધરા મેળવવાને પંથે પળતું થયું

આ યુગકાર્ય સમજવાને માટે રાજાના જીવન તથા કારકિર્દીમાં ડોકિયું કરીએ તો રસ પડે એવી વાત છે પરંતુ તે લોભ જતો કરવો જોઈએ

૨

ઉપરની જ રીતે જોતા, હિંદમાં બીજો નવો વિકાસયુગ આ તો તે વીસમા સૈકા પર આવતા,—લગભગ ૧૦૦ વરસ અંગ્રેજી રાજ્યને થતા,—દેશના જે હાલ થતા જોવા મળતા ગયા, તેમાંથી પેદા થયો રાજા રામમોહનરાયે આપેલા પાયા પ્રમાણે ચાલતા હિંદને જે બીજો અનુભવ થયો, તે પરરાજ્યની ગુલામીનો, તેના અપમાનનો, રાષ્ટ્રના

આત્માના હ્રાસનો, સ્વમાનહાનિનો, પ્રજાકીય સ્વત્વની અવનતિ થવાના ભયનો

આ નવું પરિણામ પણ એવું જ વસમું અને કારમું હતું તે વખતે પણ દેશને નવપથ-પ્રદર્શકની જરૂર હતી, કેમ કે જૂના યુગનો પાર પૂરતો નહોતો — તેની શક્તિ ખૂટતી હતી તે વખતે એવા જ પ્રચંડ પ્રતિભાશાળી મહાભારતી પુરુષ ગાંધીજી આપણને મળ્યા ટાગોરે રાજાને માટે વાપરેલા ઉપર ટાંકેલા શબ્દોમાં જ આપણે આપણા નવા યુગદ્રષ્ટા તરીકે ગાંધીજીને કહી શકીએ છીએ

આ રીતે જોઈએ તો હિંદના આ બંને મહાપુરુષોની પ્રતિભામાં આ પ્રકારનું સામ્ય રહેલું હતું બંને ધર્મપુરુષો હતા, દેશભક્ત હતા, માનવતાપ્રેમી હતા, મહાન હિંદુ અને હિંદી હતા

ખાસ વિશેષ એ કે, બંને અંગ્રેજ પ્રજાના દોસ્ત હતા અને હિંદી તથા અંગ્રેજ બેઉના ભેગા કલ્યાણમાં માનનારી એમ સમન્વય-નીતિમાં માનતા હતા પરંતુ, ઇતિહાસની ગતિનો ખેલ એવો હતો કે, એકે હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થાપવામાં હાથ દીધો બીજાએ તેને ઉત્થાપવામાં બંને પ્રક્રિયાઓ ઉભય પ્રજાઓના હિતમાં હોઈને જ, આવું ઉપરથી વિચિત્ર અને વિરોધી લાગતું કામ છતાં મૂળ અને દૂર દૃષ્ટિએ જોતાં, એક જ પ્રવાહનું કામ આ બે મહાપુરુષોએ કર્યું

બંનેના સમકાલીન ગવર્નર-જનરલો યાદ કરવાથી એક મજાનો દાખલો જોવા મળે છે બંને જણ તેમના મિત્રો હતા અને અરસપરસ મદદ કરવા ઉત્સુક હતા બેન્ટિક અને રામમોહનરાય માઉન્ટબેટન અને ગાંધી મિત્ર પેઠે વર્ત્યા બંનેએ અરસપરસ મદદ લીધી અને દીધી અને પોતપોતાના દેશનું કામ કર્યું

આ પ્રકારના યુગપ્રવર્તનનું છેવટ પણ એને અનુરૂપ જ આવ્યું — સ્વતંત્ર હિંદનો પ્રથમ ગવર્નર-જનરલ હિંદની જ પસંદગીથી અંગ્રેજ બન્યો આ બે મહાપુરુષોની દૃષ્ટિમાં જે જગદૈક્ય ભાવના અને વિશ્વજિત પ્રેમભાવ હતા, તે વસ્તુએ આ દોઢસો બસો વરસના હિંદના

ઇતિહાસને ઘડવામાં મુખ્ય કામ કર્યું, એ ભાવો આ લાંબા યુગના પ્રધાન સૂર રૂપે રહ્યા છે, અને એને આગળ વધીને વિશ્વસંગીતને જન્મ આપવાનું કામ, તેથી જ કરીને, આજે હિંદને ઇતિહાસની નિયતિની અનિવાર્યતાપૂર્વક આવીને લાગ્યું છે

૩

અંગ્રેજ રાજ્યઅમલના આ સૈકાનો ઇતિહાસ-પ્રવાહ આજે કાંઈક નીતરી રહ્યો છે, તે વખતે એનું એક અને સૌથી મોટું લક્ષણ પણ જોવા જેવું છે, કેમ કે તે આ બે યુગપુરુષોના નવવિધાનનું એક નિદર્શક પણ છે

આ વસ્તુને ટૂંકી ભાષામાં આપણે ઉપર જોયું — રાજા રામમોહનરાયે અંગ્રેજી રાજ્યની સ્થાપનાનો મંત્ર આપ્યો, ગાંધીજીએ તેની ઉત્થાપનાનો મંત્ર આપ્યો

આ વસ્તુને જરા ઊંડે ઊતરીને તપાસવાની જરૂર છે આ બંને વખતે હિંદ અને ઇંગ્લંડના નેતાઓ સંમતિપૂર્વક વર્ત્યા એ નોંધપાત્ર વસ્તુઓ આપણે ઉપર જોઈ ઉપરચોટિયા નજરે આ વિચિત્ર લાગે એવું નથી? અંગ્રેજો શીઘ્રમાં શીઘ્ર રાજ્યત્યાગ માટે તૈયાર થાય અને હિંદુઓ તેથી આગલા સૈકામાં પરરાજ્ય સ્વીકારવા માટે તૈયાર થાય એ વાત ના સમજવા જેવી છે બીજી રીતે કહીએ તો, રાજા રામમોહનરાય જેવા ઉદારમતવાદી પુરુષ હિંદની ગુલામીમાં હાથ દે એ આજની નજરે વિચિત્ર લાગે છે તેમ જ ગાંધી જેવા સ્વતંત્ર પ્રથમ આદર્શવાળા પુરુષ અંગ્રેજોને માટે જાતમાં મરે એ પણ એટલું જ વિચિત્ર કહેવાય

એક રીતે જોઈએ તો આ વિચિત્રતા દૂર થાય છે અને આખો આ યુગનો ઇતિહાસ એકપ્રવાહ બનીને એકસૂત્ર રૂપે નિહાળી શકાય છે આ રીત તે આપણી પ્રજાના વિકાસની છે આ કાળમાં રાજ્યસંસ્થા વિષેના આપણા પ્રજાકીય વિચારમાં જે નવપૂર્તિ અને નવદર્શન થયું

તે છે ટૂંકામા તે જોઈએ. બાકી, ખરુ જોતા, આ ઘટના એવી ગંભીર વસ્તુ છે કે, તેનુ પૂરુ વિવેચન કરવા માટે ગ્રંથ લખી શકાય

## ૪

રાજા રામમોહન અને તે પૂર્વના કાળમા આપણા વિચાર રાજ્ય-વ્યવસ્થા વિશે એક પ્રકારના હતા, જે યુરોપના ત્યારના વિચારથી જુદા હતા આપણી દૃષ્ટિ નીતિધર્મ કે સંસ્કૃતિ-પરાયણ સમાજ-વ્યવસ્થાની હતી, કે જેમા રહીને તેના એક પ્રમુખ અંગ તરીકે રાજા અને રાજ્ય રહેતા અંગ્રેજીમા જેને 'કલ્ચરલ સ્ટેટ' કહેવાય એવા વિચાર આપણા હતા, જેને 'પોલિટિકલ સ્ટેટ' કહેવાય કે 'નેશન સ્ટેટ' કહેવાય, એવા અંગ રાષ્ટ્રભાવમૂલક રાજ્યનો ખ્યાલ નહોતો ડચ, અંગ્રેજ, ફ્રેંચ ઇ૦ પ્રજા આ બીજા ખ્યાલવાળી હતી યુરોપમા એ ખ્યાલનો ઉદય થયો હતો અને તે લઈને ત્યાની પ્રજાઓ દુનિયામા નીકળી પડી હતી

હિંદમા તે કાળે રાજ્યસંસ્થા વિશેનો આ ભાવ નવી વસ્તુ હતી તેથી અંગ્રેજોના સંપર્કમા આવતા રાજા રામમોહનરાયે તેનુ સાંસ્કૃતિક મૂલ્ય આંક્યુ તેમણે એમ જોયુ કે, આ નવી પ્રજા પાસે નવી વિદ્યા છે, તે તેમની ભાષા દ્વારા હિંદે મેળવવી જોઈએ અરબી ફારસી અને સંસ્કૃતના આ મહાપંડિતે એ નવી ભાષા દ્વારા જે નવો ખજાનો મળે એમ હતો તે જોયો અને હિંદની સાંસ્કૃતિક સંપત્તિના તથા પ્રજાકીય વિકાસના હિતમા તેને અપનાવવા માટે હાકલ કરી તેમા તેમને ઇંગ્લંડ અને હિંદનુ સરખુ ભલુ લાગ્યુ

વિલિયમ બેન્ટિંક અને મૅકૉલેને તેમની પોલિટિકલ સ્ટેટ'ની ભાવનાથી તેમા પોતાના રાજ્યસંગઠનનો લાભ જણાયો રાજા રામ-મોહનરાયને તેમા પોતાના લોકનો સંસ્કૃતિ કે વિદ્યા વિકાસ જણાયો આમ બંનેનો તાલ મળ્યો પરિણામે હિંદમા અંગ્રેજ રાજ્યની સ્થાપનાના પગલા લેવાયા રાજા રામમોહનરાયને તેમા ગુલામી ન લાગી તે અંગ્રેજી રાજ્યની નવી તાસીર ન જોઈ શક્યા ત્યારે તે સમજાય

એમ પણ નહોતું. હિંદી રાજ્યોમાં પણ 'નેશન સ્ટેટ' — રાષ્ટ્રીય રાજ્યનો ભાવ ઝાઝો પામ્યા નહોતા. તેથી જ અઢારમી સદીમાં અને અંગ્રેજોને પણ તરત દેશના એક નવા રાજા પેઠે જ રીતે જોવા.

અંગ્રેજ રાજ્યવ્યવસ્થા બીજી રીતે પણ ત્યારની દેશી રાજ્યવ્યવસ્થાની તુલનામાં આપણા કેટલાક લોકોને ગમી હતી અને પહેલી ખાતરી નહિ એ પણ એક કારણ છે; પણ તેને આપણે ગુલામી નહોતી ગણી, કેમ કે આપણો મુખ્ય વિચાર સાંસ્કૃતિક ને ધાર્મિક આદર્શનો હતો.

૫

પણ ધીમે ધીમે અનુભવે તે વિચાર બદલાતો ગયો. જેમ જેમ અંગ્રેજ રાજ્ય આગળ વધ્યું તેમ તેમ આપણને તેની અમલદારીની ઈજારાશાહી પ્રકૃતિના રાજ્ય અને તેની રાષ્ટ્રદૃષ્ટિના વિચારો જોવા જાણવા અને ભણવામાં આવ્યા. તે જ્યારે આપણે આપણા દેશ પરત્વે ને તેના હિત પરત્વે જોતા થયા, તે પ્રમાણે તેને આચરણમાં મૂકવા તત્પર થતા ગયા. અને એમ કરતાં કરતાં ગયા સૈકાની અધવચ પછીની અસર — ૧૯મા સૈકાના અંત સુધીમાં આપણા લોકોને થયું કે સુરાજ્ય હોવું એ બસ નથી; તેવું હોવા માટે તે સ્વરાજ્ય હોવું જોઈએ; અને પરરાજ્ય જવું જોઈએ; કેમ કે આપણે પણ એક રાષ્ટ્ર છીએ. આ પ્રકારની વિચાર રાષ્ટ્રીય અસ્મિતાનો ઉદય એ ગયા સૈકાનું એક મોટું નવલક્ષણ છે.

અને એ અનુભવમાંથી ત્યારથી હવે હિંદે સ્વરાજ્ય મેળવવું જોઈએ — રાષ્ટ્ર તરીકે સ્વતંત્ર રાજ્ય બનવું જોઈએ; નહિ તો તેનો વિકાસ ન થઈ શકે. રાજા રામમોહનરાયના સમયથી જુદો પડતો આ યુગપલટો હતો.

આ વિચારમાંથી એવો ભાવ આવ્યો કે અંગ્રેજો પણ મનમાં મનમાં સમજી ગયા કે હિંદ છોડવામાં જ પોતાનું હિત સમાયું છે; નહિ તો હિંદ તો જશે, પણ તેની મૈત્રી પણ ખોઈ બેસીશું. પરિણામે અંગ્રેજો મૈત્રીભેર છૂટા પડ્યા, અને એમ એ મોટી ક્રાંતિ થઈ

હિંદ એક રાષ્ટ્ર તરીકે અને 'પોલિટિકલ સ્ટેટ' તરીકે જન્મ્યું. હિંદના સાંસ્કૃતિક વિકાસમાં યુરોપની આ નવી વાત ઊતરી ચૂકી અને આપણી સંસ્કૃતિ એટલે દરજ્જે નવા રૂપે ખીલીને પાછી પોતાની પ્રાચીન વિકાસયાત્રા અર્વાચીન યુગમાં આગળ શરૂ કરતી થઈ શકી છે.

આ નવજમાનાને વખતે આગળ જવાનો મંત્ર આપણા પ્રજાજનોને સાંપીએ આપો: કે જેવો મંત્ર ૧૯ મા સૈકામાં રાજા રામમોહનરાયે તે કાળને માટે આપ્યો એમ ટાગોરે કહ્યું, જે ઉપર આપણે જોયું.

આ યાત્રાનો ઇતિહાસ એટલે આપણી સ્વતંત્રતાનો ઇતિહાસ છે. તે એક સાંસ્કૃતિક વસ્તુ છે — કેવળ રાજકીય નથી. તે ઇતિહાસ આપણે તેના મુખ્ય મુખ્ય સૂત્રધારો દ્વારા જોઈ શકીએ. તેમની પાંચેક પેઢીઓ ગુજરેલી ગણાવી શકાય. તે પેઢીઓ ક્રમવાર હવે પછી જોઈશું.

## ૨

# રાજા રામમોહનરાયનો યુગ

### [ હિંદની સ્વાતંત્ર્યયાત્રાની આદિ પેઢી ]

૧

રાજા રામમોહનરાયની પેઢી એટલે ૧૯ મા સૈકાનો પ્રારંભકાળ. બંગાળમાં તે વખતે નવો અંગ્રેજ રાજ્યવહીવટ બરોબર ગોઠવાયો હતો. તે પ્રાંત પૂરતી રાજ્યક્રાંતિ ૧૭૫૭ પછીના દસકાની અંદર પૂરી થઈ ચૂકી હતી અને પછી રાજ્યવહીવટને ગોઠવવાને માટે હેસ્ટિંગ્ઝ અને કોર્નવૉલીસ જેવા ચતુર અંગ્રેજોએ કામ કર્યું હતું.

અગાઉના નવાબી રાજ્ય તથા તૂટતા મોગલ રાજ્યમાં જેવી અંધાધૂંધી હતી, તેની તુલનામાં આ નવો જમાનો કાંઈક ઠીક અને સ્થિર લાગતો હતો. પ્રજાના કરતાકારવતા વર્ગો અંગ્રેજો જોડે મળીને તેમના આડતિયા તરીકે, વેપારરોજગારમાંથી લાભ કરી શકતા હતા. અને જમાબંધી અંગે કાયમી જમીનદાર વર્ગ પણ કોર્નવૉલીસે રચી લીધો હતો.

મોગલોમાં ઔરંગઝેબે ભૂલ કરી આપણી પ્રજાની સંસ્કૃતિ અને ધર્મમાં દખલ કરી. આપણે આ રીતે જાગ્રત પ્રજા છીએ, સામા અંગારા જેવા બની ગઈએ. તેથી તે રાજ્યને જ્યાં ત્યાં તોડી નાખ્યું. નવું કરવાનું જો કોઈને માથે હોય તો તે મરાઠા રાજ્ય માટે કહી શકાય. તે એ જમાનામાં ઊભું થયું. ૧૮૦૦ સુધીમાં તો તે રાજ્યનો અસ્તકાળ દેખાતો થઈ ગયો. રાજકીય દૃષ્ટિએ હિંદ છિન્નભિન્ન હતો. ૧૯મા સૈકાના આદિ ચતુર્થાંશ સુધીમાં તો રજવાડી હિંદ લગભગ પરાધીન થઈ ગયું અને હિંદ અંગ્રેજોના હાથમાં ગયું હતું. ૧૮૩૦ સુધીમાં તો આજે પશ્ચિમ પાકિસ્તાન છે તે ભાગ જતાં, લગભગ બાકીનું બધું હિંદ અંગ્રેજોના હાથમાં ચાલ્યું ગયું હતું.

આ નવું રાજ્ય શરૂમાં આપણને કશું નહોતું લાગ્યું, વચગાળાની અંધાધૂંધી અને પીંઢારાઓ પછી, નિરાંતનું લાગ્યું અને તેથી અંગ્રેજ રાજ્ય ગોઠવાયું તેમાં આપણા લોકો જોડાયા અને તેમાં પોતે દેશની ગુલામી લાવવામાં ભાગ લે છે એવું કોઈને ન લાગ્યું.

૨

પરંતુ નવો યુગ, નવા પ્રશ્નો અને નવું પતન તો લાવ્યો જ હતો. ખરેખર, એક મોટી સામાજિક અને રાજકીય ક્રાંતિ થઈ હતી, જે સરવાળે સાંસ્કૃતિક બની અને સમગ્ર પ્રજાજીવન પર અસર કરવા લાગી. એના મુખ્ય મુદ્દા જોવા જોઈએ.

અંગ્રેજ રાજકર્તા હિંદમાં વસીને રાજ્ય કરતા નહોતા. હિમાલય અને નેપાળમાં તથા તેના પહાડી ભાગોમાં રહેવાને વસાહતો સ્થાપવા શરૂમાં ઠરાવ્યો હતો, પણ તે ટક્યો નહિ. અંગ્રેજો પાંચ પાંચ વરસે હિંદને પૈસે 'ઘેર' જતા રહ્યા અને હિંદ પર રાજ્ય કરતા રહ્યા. જેમ મુસલમાનો હિંદમાં જ રહી અહીંના બન્યા, તેમ તેઓ ન બન્યા. આથી ખરેખર પરરાજ્ય કહી શકાય, તેવું રાજ્ય પહેલવહેલું અંગ્રેજોનું બન્યું, એમ કહેવું જોઈએ.

રાજકર્તા તરીકે અંગ્રેજો પોતાને ઊંચા માને એ ઉઘાડુ છે હિંદના ઊચનીચભાવથી ભરેલા સામાજિક વાતાવરણમા તો સવિશેષે કરીને એમ અને એમ રાજ્યમા ભેદભાવ અને દેશીઓ પ્રતે હીનભાવ જેવી વસ્તુના બીજ વવાયા

આફ્રિકામા જેમ વસાહતો થઈ ને અંગ્રેજો ઘર કરીને રહ્યા, એવુ હિંદમા ન થયુ તેથી આજે જેમ દ૦ આફ્રિકા, કેનિયા વગેરેમા ત્યાના ગોરાઓ છે, તેમ હિંદમા હિંદી ગોરાઓની વસ્તી નથી,— જોકે ઍંગ્લોઇન્ડિયન જાતિ પેદા થઈ, પણ એનુ કારણ જુદુ છે

અંગ્રેજોના રાજ્યની જરૂર હિંદી લોકો તેની નોકરીમા, વેપારમા, લશ્કરમા મદદ કરે, એ હતી આને સારુ એક નવો મધ્યમ વર્ગ ઊભો થતો ગયો આ વસ્તુથી હિંદના સમાજ ઉપર જાત જાતની અસર થઈ બે પ્રજાઓ અરસપરસ મળવા લાગી પણ તે સમાનભાવે નહિ હિંદી કાઈક નીચો ભાવ રાખીને ચાલે, એ ઉઘાડુ છે

અંગ્રેજ પ્રજા યુરોપનો નવો સુધારો લઈને આવી તેનુ સ્વરૂપ વિજ્ઞાન તથા ધર્મ અંગે બુદ્ધિવાદનુ હતુ તેમા પરદેશોનો વેપાર અને તેનુ ધન ઉમેરાઈને તે એને નવો ઘાટ આપતુ હતુ પરતુ આ વસ્તુ તે કાળે કોઈને ખાસ જણાઈ નહોતી નવી ચાલુ થતી એક પ્રબળ અસર તે હતી, એમ આજે હવે આપણે કહી શકીએ છીએ

અંગ્રેજો પણ ખ્રિસ્તી કરવામા રસ લેતા હતા પોર્ટુગીઝ પ્રજા જેટલો નહિ એ ખરુ, છતા તેઓએ ખ્રિસ્તી મિશન પ્રવૃત્તિ હિંદમા શરૂ કરી બંગાળમા ડચ લોકોની તે પ્રવૃત્તિ ઘણી પહેલેથી ચાલતી હતી જોકે અંગ્રેજો તેમના વેપારને જ મુખ્ય માનતા છતા ધર્માન્તરને છોડી દઈ શકતા નહોતા ગોરાઓનુ નવી દુનિયામા પ્રયાણ શરૂ થયુ તે ઇસ્લામની સામે થવા અને તેને દબાવવા માટે તે કરતા જતા તેમને વેપાર દેખાયો, ને તેમા તેના હરીફ થયા ને ઇસ્લામી પ્રજાને હરાવી ધીમે ધીમે તે હાંકી છતા ધર્મકારણનો મૂળ આવેગ તો ગણવા પૂરતોય ચાલુ રહ્યો હતો

હિંદના હિંદુઓમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવા મિશનરીઓએ પ્રયત્ન શરૂ કર્યાં આની અસર પ્રજાજીવન પર તરત દેખાઈ, કેમ કે, ઉપર ગયા પ્રકરણમાં જોયું હતું તેમ, આપણે ધર્મ અને સંસ્કૃતિની બાબતમાં નબળી પ્રજા હતીએ

આ અસર કેવળ ધાર્મિક નહિ, સામાજિક પણ હતી આપણા સામાજિક રીતરિવાજો ધાર્મિક આચારો વગેરે પશ્ચિમીઓની નજરમાં આવ્યા આપણાં રૂઢિઓ વગેરે પર નવી આલોચના થવા લાગી એક યુગમાં પૂર્વે ઇસ્લામ આવવાથી થયું હતું, તેને મળતું નવા યુરોપીય ખ્રિસ્તી ધર્મ અને તેની સંસ્કૃતિના સંઘર્ષ વડે પણ શરૂ થયું

ખાનપાન, લગ્ન, ઇ૦ બાબતમાં નવું જોવા મળ્યું જેમ કે ગોરાઓને લઈને, દારૂ એ પ્રતિદિન પીણું થઈ શકે એ જોવા મળ્યું તેથી રીતે દારૂ વધે એ ઉઘાડું છે એવું જ પહેરવેશ ઇ૦ માં પણ થાય, એ ઉઘાડું છે

આ રીતે મોટી પણ ઝીણીક બાબતો, અંગ્રેજોના આવવાથી જે નવો યુગ બેઠો, તે અંગેની ગણાતી ગણાય તે કાળની બધી ઇતિહાસ-સામગ્રી તપાસીને આ બાબતો વધુ સ્પષ્ટ, ચોક્કસ અને પૂરી કરવા જેવી છે ૧૭૫૭થી લગભગ ૧૮૦૦ સુધીના આ કાળની સ્થિતિનું સંશોધન કરીને તે કાળનો સુરેખ ઇતિહાસ હવે સમાજ આગળ મૂકવો જોઈએ

## ૩

રાજા રામમોહનરાયે આ નવા યુગમાં પુનરુત્થાનનું કામ કર્યું કઈ રીતે હિંદે વર્તવું તેના એક બે મોટા મુદ્દા એમણે નક્કી કરીને પ્રજાજીવનને અમુક માર્ગ ઉપર મૂક્યું તેથી હિંદની નવી યાત્રાના પહેલા માર્ગદર્શક એ ગણાય. તેમણે જે મુખ્ય મુદ્દા આપ્યા તે આ હતા —

૧ નવી વિદ્યા અંગ્રેજો પાસે છે, તે આપણે લેવી જોઈએ

૨ માટે તેમની ભાષા ભણવી.

૩ તો તેમાં નોકરી ઇ૦નો આર્થિક લાભ પણ છે, જે તેમાં પ્રેરક અને આકર્ષક બન્યો.

૪. નવું લેવામાં ધર્મદૃષ્ટિ અને મૂર્તિપૂજા ઇ૦ બાબતો તરફ તેમણે લક્ષ આપ્યું. બ્રહ્મ સમાજ સ્થાપન કર્યો.

૫ સ્વત્વ નાશ થવા દીધા વિના આ બધું કરવું. તે ખ્રિસ્તી ન થયા; જોકે તે ધર્મનો અડંગ આમૂલાગ્ર અભ્યાસ કર્યો અને ખ્રિસ્તી પાદરીઓને પણ માગ મુકાવે એટલો ઉમદા.

૬ ફ્રાન્સ અને અમેરિકાની ક્રાંતિનો યુગ એ હતો. તેની કદર તેમણે કરેલી પણ હિંદ પરત્વે તેમની શ્રદ્ધા એ રહી કે, અંગ્રેજી રાજ્ય ભલે આવ્યુ, તેનો લાભ લઈશુ તો તે સુરાજ્ય બની શકશે

૭. અગ્રેજોએ પોતાનુ રાજ્ય કેવી ઢબે ને કેમનુ ગોઠવ્યુ, તેનો ચિતાર જોવા માટે વાચકને મારી 'હિંદની અગ્રેજ વેપારશાહી'* એ ચોપડી ચીંધીને, આ બાબત નથી લખાવતો

૮ તથા હિંદના વેપારરોજગાર પર શી અસર થવા લાગી તે પણ એ ચોપડીમાથી મળી શકશે

આ બધુ બગાળમા પ્રથમ સ્પષ્ટ થયુ તે સમજાય એવુ છે. ત્યા નવું રાજ્ય પહેલુ ગોઠવાયુ, અને તે ઢબે આગળ દેશભરમા વધ્યુ.

---

*નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪; કિ. રૂ. ૪-૦-૦, ટપાલ-રવાનગી ૦-૧૨-૦.

૩

# ૧૮૫૭નો યુગ

૧

રાજા રામમોહનરાય ૧૮૩૩માં વિલાયતમા ગુજરી ગયા હિંદના પ્રજાજીવનની આગેકૂચ અંગે તેમણે મુખ્ય બે માર્ગ સ્થાપ્યા—

૧ સંસ્કૃત ફારસી અરબી દ્વારા મળેના વિદ્યાધન ઉપરાંત અંગ્રેજી ભાષા શીખીને તે દ્વારા વિલાયતની નવી વિદ્યાઓ હાથ કરવી

૨ પ્રજા_વામા જાગૃતિ અને નવચેતન પ્રેરવા સારુ પ્રાચીન એકેશ્વરવાદના પાયા ઉપર નવો ધર્મવિચાર પુનઃ સ્થાપિત કરવો, અને તેના પાયા ઉપર હિંદી સમાજજીવનમા પુનરુત્થાન અને સુધારો દાખલ કરવા સતીનો ચાલ વિધવાવિવાહ કન્યાકેળવણી ઇ૦ બાબતો આને આભારી હતી

પરંતુ હિંદની ધર્મસંસ્કૃતિની બાબતમા તે સ્વસ્થ અને સ્વધર્મનિષ્ઠ રહ્યા આથી કરીને ખ્રિસ્તી ધર્માન્તર પ્રવૃત્તિને તેમણે રદ ગણી અને હિંદના લોકાચારમાં બે ઢબના સુધારાને અવગણ્યો

રાજા રામમોહનરાયે આ પ્રમાણે નવા યુગના મંડાણ કર્યાં

અંગ્રેજ રાજકર્તાઓ, એન્ને કે મેકોલે બેન્ટિક આદિ લોકો ઉપરની વસ્તુઓ પસંદ કરતા હતા પરંતુ એમની ભૂમિકા અને દૃષ્ટિ જુદા હતા રામમોહનરાય દેશની સત્ત્વનિષ્ઠ પ્રગતિની દૃષ્ટિએ વિચારતા હતા અંગ્રેજો પોતાના રાજ્યની પ્રતિષ્ઠા અને સ્થિરતાની નજરે તથા પોતાની સંસ્કૃતિની ઉત્તમતાની દૃષ્ટિએ વિચારતા હતા તેઓ ધર્માન્તર પ્રવૃત્તિને ઇષ્ટ માનતા તથા હિંદમા પશ્ચિમની ઢબે સમાજાન્તર પણ થતું રહે અને મેકોલેએ તેના એનદેશી જ્ઞાન-અજ્ઞાનમા કહ્યું હતું

તેમ, હિંદીઓ અંગ્રેજ પ્રજા અને સંસ્કૃતિના પૂજક અને અનુસરનારા બને, એ તેમને મન ઇષ્ટાપત્તિ હતી.

રાજા રામમોહનરાયના લોકમાં અંગ્રેજોની આ દૃષ્ટિની અસર થવા પણ લાગી હતી, અને એમાં નવાઈ નથી. પરંતુ, રાજા રામમોહનરાયની દૃષ્ટિ એ પ્રકારના પરિવર્તન સામે હતી; કેમ કે હિંદના સંસ્કારજીવનમાં તે જે પુનરુત્થાન ચાહતા હતા, તેમાં તેને સ્થાન નહોતું. હિંદ પોતાનો સ્વધર્મ ભૂલવા તૈયાર નહોતું.

આ એક મૂળ દૃષ્ટિભેદને કારણે જ ૧૮૫૭ના જેવો ભારે મોટો ભડકો પેદા થયો. હિંદી અને વિલાયતી સંસ્કૃતિઓ રૂપી બે સ્વતંત્ર રસાયણોના મિશ્રણનો આ પહેલો પરચો હતો. તેણે બંને પક્ષે આંખ અને કાન ઉઘાડયા, અને તેની સાથે રામમોહનરાયની પેઢી પૂરી થઈ, તે પછીની તેની વારસ-પેઢી શરૂ થઈ.

## ૨

આ સમયની આજુબાજુની કાળગણના આપવી હોય તો ૧૮૩૫થી ૧૮૮૫ સુધીની ગણાય. એના બે ચોખ્ખા ભાગ પડે છે — ૧૮૫૭ પૂર્વેનો ભાગ અને તે પછીનો ભાગ. ૧૮૫૭ના પૂર્વભાગના બળ તે ઉપર કહ્યાં તે — ૧ રામમોહનરાયે આણેલું પુનરુત્થાનબળ, અને ૨ અંગ્રેજોએ આણેલા પશ્ચિમના સુધારા તરફ દેશને વાળતું રાજ્યબળ.

અંગ્રેજોના રાજ્યબળથી છૂટાં ગણાય એવાં નવાં બે બળમાંનું એક મિશનરીબળ આપણે જોયું. બીજું બળ તે આપણી વિદ્યાઓનું અધ્યયન કરવા લાગેલા યુરોપીય પંડિતોનું બળ. તેઓમાં વિલિયમ જોન્સ, વિલ્કિન્સ, કોલબ્રૂક, ટૉડ, પ્રિન્સેપ, મેક્સમૂલર, ફર્ગ્યુસન, કનિંગ્હામ ઇ૦ ગણાય. આ વર્ગના લોકોની દૃષ્ટિ મૅકોલેના જેવી છીછરી નહિ, પણ ઊંડી અને ઉદાર હતી. તેઓ આપણી વિદ્યાઓ અને ગ્રંથો તેમની અભ્યાસપદ્ધતિની નવી અને ત્રાહિત નજરે જોવા લાગ્યા, તેમાંથી આપણને પણ અવતર્યાં લાગે એવા બિંદુઓ અને દૃષ્ટિઓ

તથા વસ્તુઓ નીપજતાં થયાં. આગળ એ ઢબે અભ્યાસ કરવાની રીત પણ દેશી વિદ્વાનો અખત્યાર કરતા ગયા અને વિદેશી વિદ્વાનો જેવા માનપાત્ર નીવડ્યા. તેલંગ, ભાંડારકર આદિ તેવા મહારથી ગણાય

આ ત્રીજું વિદ્યાબળ, બીજી તરફથી ત્રણ યુનિવર્સિટીની ૧૮૫૮માં સ્થાપના થઈ — કલકત્તા, મુમ્બઈ અને મદ્રાસ, — તેની સાથે પણ જોડાય છે, એ અહીં નોંધવું જોઈએ તે દ્વારા આપણી પ્રાચીન વિદ્યાઓ વિલાયતી ઢબે ભણાવવાનું કામ ૧૮૫૭ પછીના કાળમાં વ્યવસ્થિત શરૂ થયું તે યુનિ૦ઓ અંગ્રેજી ભાષા મારફતે કામ કરતી થઈ, તેથી પણ આપોઆપ — બીજું કાંઈ નહિ તોપણ તે ભાષાના માધ્યમને જ કારણે — "જૂનો દારૂ નવી શીશીઓમાં ભરાવા લાગે," એ ઉઘાડુ છે

૩

અંગ્રેજ રાજ્યનીતિ બીજી એક બાબતમાં પણ આગળ ધપતી હતી અને તે પોતાના રાજ્યને વધારે સંગીન અને એકજીવ કરવા વિષે વેલેસ્લીએ દેશી રાજાઓને લશ્કરી મદદ આપવાને મિષે હાથ કર્યા હતા છતાં તેઓ અલગ રાજ્યોવાળા હતા, અંગ્રેજોનુ રાજ્ય એકસરખું એકચક્રે આખા દેશમાં નહોતુ આથી કરીને વહીવટ તથા વ્યવસ્થામાં અમુક કચાશ રહે જ. તે દૂર કરવાનુ કામ પણ છેવટે દલહાઉસીના અમલમાં અંગ્રેજોએ ઉપાડ્યું. આથી કરીને આપોઆપ દેશી રાજા નવાબોમાં અસંતોષ અને વિરોધ જાગ્યો. પરધર્મીઓ આપણા દેશમાં પાકો પાયો કરીને દેશી રાજ્યોને નાબૂદ કરે છે, તેમાં સત્ત્વહાનિ અને માનભંગ જેવું છે, એવી અસર લોકમાનસ પર થઈ

નવી રાજ્યનીતિની બીજી એક બે અસરો પણ જોવા જેવી ગણાય. જેમ જેમ દેશી રાજ્યો જોડે યુદ્ધના પ્રસંગ ઓછા થવા લાગ્યા અને નવું રાજ્ય સ્થિર થતુ ગયુ, તેમ તેમ લશ્કરની જરૂર

ઓછી થતી ગઈ. અંગ્રેજો પોતાની ખડી ફોજ રાખે તે ઉપરાંત દેશી રાજ્યોની આમંત્રણાકી પદ્ધતિથી લશ્કરમાં ભરતી થતી તે ઓછી થઈ. એમ એક પ્રકારની બેકારી આવી, જેમાંથી શરૂમાં રાજદ્વારી બહારવટું અને પીંઢારાશાહીનો જમાનો આવી ગયો. અંગ્રેજોએ તેને સફળ રીતે દબાવ્યો અને લડાયક વસ્તી જમીન પર ગોઠવાઈને ખેતી પર પડી. અને વેપારરોજગારમા પણ કંપની સરકારનુ શોષણ શરૂ થયુ જ હતુ આમ અંગ્રેજ રાજ્ય સ્થિર થવાનાં આર્થિક પરિણામો પણ ધીમે ધીમે દેખાવા લાગનાં હતાં

અંગ્રેજ અમલદારોની વૃત્તિ પણ પ્રજા પ્રત્યે આ કાળમા સારી હતી. પછીના કાળમા પ્રજા વિષે વહેમ રાખીને કામ કરવાનો યુગ આવ્યો, તેવુ આ કાળે નહોતુ હિંદી પ્રજામા કોમી ભેદભાવ છે તથા હિંદુઓમા નાતજાત પરત્વે ઊંચનીચભાવ રહેલો છે, અને તે રાજદ્વારી ક્ષેત્રમા પરરાજ્યને ભેદનીતિથી જાપતો નાખવામા કામ દઈ શકે, એ ભાન અંગ્રેજ રાજકર્તાઓમા નહોતુ જાગ્યુ એમ ન કહેવાય, પરંતુ એ એટલુ ઉગ્ર નહોતુ,— તેમ થવાની ત્યારે તેઓને જરૂર પણ ન લાગી હોય

આ નવા યુગમા જે નવી રાજનીતિના પ્રવાહો હતા તથા પશ્ચિમ ઢબના વિચારો તેમા ઊતરતા હતા, તેમ જ દેશી રાજ્યોને હાથ કરી લઈ એકતંત્ર અંગ્રેજ રાજ્ય કરવાના જે પગલા લેવાયા,— આ બધાને લીધે, ખાસ કરીને ઉત્તર હિંદમા, વાતાવરણ ગરમ થયુ અને દેશી લશ્કરે સામે થઈ જવાનુ પગલુ ભર્યું જોકે, એ નોંધપાત્ર છે કે, બંગાળ, મુંબઈ, દ૦ હિંદ વગેરે ભાગોમા આ પગલા પ્રત્યે ઝાઝો સહકાર જોવા નથી મળતો શાખો તેની સામે પડ્યા આખુ કામ સફળ ન થયુ અને અંગ્રેજો ટકી ગયા એ ખરુ છતા તેમની નીતિમા એ અનેક મોટા પરિવર્તનો જરૂર થયા, કે જે લોકજીવનમા નોંધપાત્ર ગણાય તેના મુદ્દા ટૂંકમા આ હતા —

૧ પ્રજાના ધર્મ પરત્વે અમુક તટસ્થ નીતિ રાખવી ઘટે, એ અંગ્રેજ રાજનીતિનું મુખ્ય સૂત્ર બન્યું સમાજસુધારા પરત્વે પણ એવી જ નીતિ પસંદ થઈ

૨ કંપની સરકાર મટીને અંગ્રેજ રાણીનું રાજ્ય સ્થપાયું

૩ રાજા અને પ્રજા રાજ્યની દૃષ્ટિએ સમાન હતા. જિતાનતી ગોધીથી તેમાં જે અસમાનતા આવી ગઈ, તે ત્યારે નહોતી કરી શકાતો ન કરી પાકે તે સામે સ્વામતી ખાતર શરૂઆતમાં માયદો કરવામાં આવ્યો

૪ નોકરીઓ વગેરેમાં સમાનભાવ રખાશે એવા વચન અપાયા

૫ યુનિવર્સિટીઓ સ્થપાઈ

૬ હિંદુ મુસલમાન પ્રત્યે ભેદનીતિ ખેલવાની શરૂઆત થઈ બળવામાં બન્ને લોકો ભેગા લડ્યા હતા તે જોખમ હવે ન આવવું જોઈએ, એ રાજનીતિનો જાણીતો ભાગ બન્યો

આ બધા મુદ્દાઓ પ્રજાજીવનને પણ નવી દિશામાં લઈ જનાર નીવડે એ ઉઘાડું છે

તેની બીજી બાજુ પણ છે, જે આપણી સ્વરાજ્યભાવનામાં એક ચાલુ ભાવના રૂપે કામ કરતી આવી છે આ ભાવના એટલે 'સિપાઈનો બળવો' કહેવાયેલી તે ઘટના રાષ્ટ્રની મુક્તિ માટેની હિંસક ક્રાંતિ કે ખુલ્લો બળવો હતો અને તે ફરી જગવવાના મનોરથ બળવાએ હિંદસ્વરાજની લડતમાં એક નોખી શાખા નિર્માણ કરી છે તે ટૂંકમાં છતા અહીં જ નોંધવી ઠીક થશે

૪

શસ્ત્ર મારફતે સામે થવું અને રાજસત્તાને ઉથલાવી પાડવી એ ઇતિહાસજૂની પદ્ધતિ છે દેશી રાજાઓએ એ રીતે કંપની સામે જુદે જુદે વખતે જુદા જુદા ભાગો અને દેશના જુદા જુદા ભાગોમાં સંગઠન કરીને કામ કરેલું છે મીર કાસમ હૈદર–ટીપુ નાના ફડનવીસ વગેરેના પ્રયત્નોમાં આ જાતની ઝાંખી રહેલી હતી ૧૮૫૭નો પ્રસંગ

એ જ પ્રકારનો ગણાય એવો છેવટનો પ્રયોગ હતો તેથી તેણે હિંદના અનેક દેશભક્તોની ભાવનાસૃષ્ટિમા મહત્ત્વનુ સ્થાન ભોગવ્યુ છે

આ જ ઇતિહાસ-જૂની પદ્ધતિનો બીજો અંશ એ છે કે, દેશની રાજસત્તાને પલટવા સારુ તેના શત્રુ હોય તો તેમની મદદ લેવી ૧૮૫૭મા આવી કોઈ મદદ ખાસ લેવાઈ હોય એમ લાગતુ નથી પરંતુ અગાઉના કાળમા ફ્રેંચ, ડચ ઇ૦ પ્રજાની મદદ મેળવી દેશી રાજા નવાબો અંગ્રેજો સામે લડેલા તેના દાખલા મળે છે ૧૮૫૭ પછીના કાળમા આ પદ્ધતિનો જાગ્રત ઉપયોગ થયો છે જોકે તેનો સમય ૧૯મા સૈકાના અંતમા પડે છે, છતા તે રીતની મૂળભાવના '૫૭ ના બનાવે પ્રેરી હતી, એમ સાફ બતાવી શકાય (જુઓ બળવા વિષે વીર સાવરકર વગેરેના લખાણો)

એ જ પરંપરાનો છેલ્લો દાખલો ટાંકવો હોય તો શ્રી સુભાષબાબુનો જાપાનની મદદથી 'આઝાદ ફોજ' રચી હિંદ પર ચડી આવવાનો પ્રયત્ન

હિંદની આઝાદીની લડતની રીતના આ પ્રકારનો તંતુ, તે તે વખતના દેશકાળ તથા યુગને અનુસરીને જુદે જુદે રૂપે છેવટ સુધી ચાલ્યુ જોવામા આવે છે એક મોટો ભાગ પાડીને કહેવુ હોય તો, તેને જગતની જૂની રાજ્યનીતિમા પ્રમાણભૂત એવી હિંસાની રીત કહી શકાય ૧૮૫૭ની ઘટના આ રીતના પુરસ્કર્તાઓનુ પ્રેરક ભાવનાકેન્દ્ર બન્યુ છે એ વખતમા આપણા લોકોને ત્યારની આપણી સંસ્કૃતિની રક્ષા જેવુ લાગ્યુ હતુ અંગ્રેજો પોતાની સંસ્કૃતિ હિંદમા ફેલાવવા લાગ્યા હતા, આપણા લોકો જેવા લાગ જોયો તે રીતે તેની સામે થયા અને તેટલા પૂરતો તે પ્રયત્ન સફળ થયો ગણાય કેમ કે લોકોના ધાર્મિક અને સામાજિક જીવનમા એટલે કે તેમના રૂઢિરીતરિવાજોમા દખલ ન કરવી અને તટસ્થભાવથી રાજ્યકર્તાઓએ વર્તવુ એ આ બનાવ પછી અંગ્રેજ રાજ્યકર્તાનુ નીતિસૂત્ર જેવુ બની ગયુ લોકોને પણ એક વાર તો એ ગમ્યુ નોકરીઓ વગેરેમા સમાનતા રાખીશુ,

ધર્મમાં નહીં દખલ કરીએ, વગેરે વાતો રાણીના ઢંઢેરામાં જે હતી, તે આ ઘટનાનાં તાત્કાલિક ફળ કહી શકાય

પરંતુ તેથી આપણી પ્રજા કાંઈ પોતાને વિશે, પોતાના રીતરિવાજો વગેરે સુધારવા વિશે સુસ્ત કે બેપરવા બની અને ઊંઘતી રહી, એમ નથી. કારણ કે ૧૮૫૭ના આ જમાનાની ક્રાંતિમાં બળવો એક વાત હતી, તેની સાથોસાથ અનેક દિશામાં પ્રજાજીવન ખીલતું જતું હતું. રાજા રામમોહનરાયે જે યુગબીજ પોતે એકલે હાથે વાવ્યું હતું, તે ફૂટવા લાગ્યું હતું અને તેનો રોપો ઝપાટાબંધ પાંગરીને શાખોપશાખાઓ કાઢતો જતો હતો બ્રહ્મસમાજ અને અંગ્રેજી કેળવણી — એ બે જબરી નવી વાતો આપણા જીવનપ્રવાહમાં નંખાતાં, તેમાંથી અવનવા રંગ જામતા થયા હતા તે કાળ એટલે બળવાથી ૧૮૮૫ સુધીનો કાળ, એવી જાડી ગણતરી આપી શકાય

# ૪

## ૧૮૫૭થી ૧૮૮૫

### [પુનરુત્થાનનો ઉપ:કાળ]

આ યુગ એક રીતે જોઈએ તો સ્વાતંત્ર્યના વિચારના ઉદયને પાયાનો યુગ ગણાય. એમાં થયેલા મનોમંથનના નવનીત રૂપે ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભાનો જન્મ થયો આ મનોમંથનો આપણા રાષ્ટ્રજીવનના મુખ્ય બધા અંગોમાં જાગ્યાં હતાં, અને તેના મંથનકારોનાં નામાવલી આપણા અર્વાચીન યુગના મહાન રાષ્ટ્રપુરુષો તરીકે ઇતિહાસમાં અંકિત થઈ છે

અંગ્રેજ રાજ્યકર્તાઓએ એક બાજુ શસ્ત્રબંધીનો કાયદો* કરીને અને બીજી બાજુ અંગ્રેજી યુનિવર્સિટીઓ શરૂ કરીને, આ યુગનો

* તે કાળે શસ્ત્રો વિજ્ઞાનની મદદથી નવાં થયાં નહોતાં અને પણ એ બાબતની સમાનતા હતી, એમ કહેવાય શસ્ત્રબંધીના કાયદા દ્વારા અંગ્રેજ રાજ્ય ઉપર હાથ મેળવ્યો અને પ્રજાના શસ્ત્રબળને કાયમનું દબાવ્યું

પ્રારંભ કર્યો નવા કરો અને નવી રાજ્યપદ્ધતિ પણ ગોઠવના માંડી અને તેની સાથે મનમાં એક જાતિ પણ સધરી કે, કોણ જાણે ક્યારે દિદી પ્રજા નુ ક્કી બેસે તે ના કહેવાય તેથી અવિશ્વાસ અને જાપતાનુ રાજ્યમાનસ નવી નીતિની ભૂમિકા જેવુ બન્યુ એમ કહેવાય

## રચનાત્મક સુધારવાદનો જન્મ

તરતોતરત તો મળવાનુ ઉદ્દામ માનસ દમાયુ ભારેના અગ્નિ જેવુ થયુ હશે તેને પણ પાછુ ભભૂકવા લાગતા વખત લાગ્યો હિંસક ક્રાંતિનુ આ માનસ ૧૮૮૫ના યુગમા પ્રત્યક્ષ દેખાતા હોવુ ઘટે એવુ નથી લાગતુ

પરંતુ જેને રચનાત્મક સુધારવાદ કહી શકાય, એવુ નવવિધાન દેશમા વિવિધ ક્ષેત્રોમા પેદા થયુ તેના પરાક્રમી પુરસ્કર્તાઓ આ યુગના જાણીતા જ્યોતિર્ધરો છે જેમની સમગ્ર વિચારસૃષ્ટિ આ રચનાત્મક સુધારવાદને એક દરે જન્મ આપનારી નીવડી

## ધર્મક્ષેત્રમાં નવનિર્માણ

ધર્મક્ષેત્રમા જુઓ તો ૧ બ્રહ્મસમાજનો વિકાસ તથા પ્રાર્થના-સમાજનો ઉદય (ઈ સ ૧૮૬૭) ૨ આર્યસમાજનો ઉદય (ઈ સ ૧૮૭૫) તથા વિકાસ, ૩ થિયોસોફી અને હિંદુ ધર્મ પ્રતિ નવદષ્ટિનો વિચાર તથા ૪ શ્રી રામકૃષ્ણ પરમહંસની જીવનદૃષ્ટિ — આ ચાર મહાપ્રયાણો આ કાળના છે

આ બધી હિલચાલોમા નવતત્ત્વ એ હતુ કે તેઓ જીવનની ધર્મદૃષ્ટિનો પુનરુદ્ધાર કરીને તે દ્વારા સમગ્ર જીવનમા નવુ બળ પ્રેરી ક્રાંતિ જગાવવા તાકતી હતી અને તેનું લક્ષણ વૈયક્તિક નહી પણ સામુદાયિક અને સામાજિક હતુ કેવળ સ્વર્ગ અને મોક્ષની પરંપરાગત દૃષ્ટિ ગૌણ બનતી હતી અને સમાજસેવા એ પણ વ્યક્તિની જવાબ-દારી છે અને મોક્ષમાર્ગ છે, એ ભાવ મુખ્ય બનતો હતો

અને બીજું એ કે, આ હિલચાલો મુખ્યત્વે અમુક તમુક ભાગોમાં પેદા થઈ ત્યાં જોર પર આવના બના, તે સ્થાનિક નહોતી, પણ સમસ્ત હિંદી જનતામાં પ્રસરે એવા સંકલ્પવાળી હતી.

અલબત્ત, એમાં અમુક રંગ કે વિશેષ ભાવનાળા ભાવ હતા. જેમ કે, આ બધી હિલચાલો મુખ્યત્વે હિંદુ ધર્મ પરત્વે હોઈ, હિંદુ કોમ — કે જે મોટી સંખ્યામાં હતી — તેને સ્પર્શતી હતી પરંતુ એની પાછળ, પછીના યુગોમાં પેદા થયેલો જોવા મળતો ધર્મવાર ગાંઠવાદ જ્ઞાનપૂર્વક નહોતો. જોકે, આર્યસમાજ વિષે અપવાદ ગણવો જોઈએ. તેમાં ઉગ્ર હિંદુવાદ, — અને તેય વેદવાદ તરીકે, — હતો. ચાલુ હિંદુ સમાજમાં ધાર્મિક તથા સામાજિક સુધારો કરવા તેનો જન્મ થયો, પણ તે સાથે ખ્રિસ્તી તથા મુસલમાન ધર્મ સામે અમુક કરડ ભાવ રાખીને તે જન્મ્યો. ઉગ્ર ધર્મવાર ગાંઠવાદના લક્ષણ તેમાં હતા, જે પછીના યુગમાં અને અત્યારે પણ રાજદ્વારી હિંદુવાદના પોષક બન્યા છે.

પ્રાર્થનાસમાજ, બ્રહ્મસમાજ, થિયોસોફી વગેરે ચળવળોમાં એક ખાસ ભાવ હતો તે નવા અંગ્રેજી યુગનો. ત્યાં તેમનું વાહન અંગ્રેજી ભાષા હતી, જ્યારે આર્યસમાજે જ્ઞાનપૂર્વક હિંદીને લીધેલું. વળી પ્રાર્થનાસમાજમાં શ્રી ભાંડારકરે મરાઠીને અને ગુજરાતમાં શ્રી મહીપતરામે ગુજરાતીને અપનાવેલી, એ નોંધવું જોઈએ. તેથી કરીને, આ ચળવળ નવા અંગ્રેજી ભણતરવાળા લોકોમાં મર્યાદિત બની. તે તેમની બહાર ઝાઝી ન ગઈ.

આ ક્ષેત્રના જ્યોતિર્ધરો નીચે પ્રમાણે હતા —

કેશવચંદ્ર સેન (૧૮૩૮–૧૮૮૪)
દેવેન્દ્રનાથ ટાગોર (૧૮૧૮–૧૯૦૫)
દયાનંદ સરસ્વતી (૧૮૨૪–૧૮૮૩)
રામકૃષ્ણ પરમહંસ (૧૮૩૪–૧૮૮૬)

મ૦ ગો૦ રાનડે (૧૮૪૨-૧૯૦૧)
રા૦ ગો૦ ભાંડારકર (૧૮૩૭-૧૯૨૫)
ત્રેવેટ્સ્કી (૧૮૩૧-૧૮૯૧)
મેંકસ આલ્કોટ (૧૮૩૨-૧૯૦૭)
એની બેસન્ટ (૧૮૪૭-૧૯૩૩)

આ મહામંથનની અસર હિંદી જીવનના બધા અંગો પર પહોચી કોઈક નવે પથે હવે જવાતુ છે, એવો ભાવ પ્રજાના ઉપના વર્ગના લોકોમા જાગતો ગયો તેઓમા પોતપોતાની રુચિ, યોગ્યતા અને શક્તિ મુજબ નવા વિચાર સેવાવા લાગ્યા જેમ કે—

## અર્થક્ષેત્રમા નવવિચાર

અર્થક્ષેત્રમા જુઓ શ્રી રમેશચંદ્ર દત્ત દાદાભાઈ નવરોજી, તથા ન્યાયમૂર્તિ રાનડેએ આ વિષે તલસ્પર્શી વિચારો શરૂ કર્યા ડ્રેઈન'-વાદ — આપણા દેશની સંપત્તિ અંગ્રેજ રાજ્યનીતિ તળે ધોવાઈ રહી છે અને તેની અસરથી ગરીબી વધી રહી છે — એ વિચાર આ યુગમા આપણા નેતાઓએ શરૂ કર્યો

રેલવે આવી પણ ખેતી અને દુકાળ પરત્વે દુઃખ જોવામા આવ્યુ

દેશના ધધા મરવા પડ્યા છે અને ભૂખમરો ને ગરીબાઈ ઘર કરવા લાગી છે

આ વિચારો દીર્ઘ અને ગભીર અભ્યાસના ફળ રૂપે રજૂ થયા, અને તે અર્થશાસ્ત્ર થયેલા આજે જોવા મળે છે વિશેષ તો એ કે નવા જમાનાના નવા ઉદ્યોગનો પાયો પણ નાખનારા પરાક્રમી નવનિર્માતાઓ જાગ્યા દેશનો મિલઉદ્યોગ આ ગાળામા શરૂ થયો શ્રી જમશેદજી તાતા તથા રણછોડભાઈ રેંટિયા વાળા આ ગાળાના નામાંકિત આગેવાનો છે

આ વિચારોમાથી જ, આ યુગને અંતે ૧૮૮૫ બાદ અ૦ ભા૦ ઉદ્યોગ તથા અર્થ પરિષદ જેવી સસ્થા સ્થાપવામા આવી હતી

## સમાજસુધારા ક્ષેત્ર

બીજુ નોધપાત્ર ક્ષેત્ર તે સામાજિક છે નવધર્મવિચારે હિંદુ સમાજમા કેટલાક ઉદાર ભાવો પ્રેર્યા. જેમ કે, નાતજાતની સંકુચિતતાનુ અનિષ્ટ, અસ્પૃશ્યતાની અધાર્મિકતા, સ્ત્રી-સન્માનનો ભાવ, લગ્ન વગેરેમા સુધારદૃષ્ટિ, વગેરે. પરદેશગમન, વિધવાવિવાહ, સ્ત્રીકેળવણી, અસ્પૃશ્યતાનો નાશ, નાતજાતનો ત્યાગ,— ઇ૦ સમાજસુધારા આ કાળમા જાગ્યા આર્યસમાજે આ ક્ષેત્રમા ભારે કામ કર્યું

દેશનુ હિત વિચારનાર દરેક મહાવ્યક્તિને આ યુગમા એમ લાગ્યુ કે, આપણા લોકોમા નવવિચાર પ્રેરવાની જરૂર છે આ વિચારો નવી અંગ્રેજી વિદ્યાઓમાથી મુખ્યત્વે જાગ્યા પરતુ આર્યસમાજે આદિ હિંદુધર્મયુગમાથી પ્રેરણા મેળવી હતી, એ નોંધપાત્ર છે એવુ જ પરમહંસનુ પણ હતુ વિશેષ તો એ કે, દયાનંદ સરસ્વતીની સરખામણીમા પરમહંસ કાંઈ જ ભણ્યા નહોતા તેમની દ્વારા આપણા દેશની જનતામા રહેલી જે પરમ ઉદાર ધર્મદૃષ્ટિ અને જીવનભાવના, તે પ્રગટી સર્વધર્મસમભાવ, સેવા દ્વારા સાધના, સ્ત્રી-સન્માન, નાતજાતના ભેદભાવોનો ત્યાગ ઇ૦ અનેક વસ્તુઓ આ મહાપુરુષના જીવનમા સહજ રગે પ્રગટી અને તેની પ્રબળ શક્તિ અને તેજસ્વિતા એવી સબળ હતી કે નવુ ભણતર પામેલા વિવેકાનંદ જેવાને તેણે પોતામા ખેચ્યા બગાળામા કેશવચંદ્ર સેન, દેવેન્દ્રનાથ આદિ બ્રહ્મસમાજીઓના જમાનામા પણ આ મહાત્માએ પોતાનો પ્રભાવ બતાવ્યો હતો અને દેશમા બધે તેના જળ સીંચાતા થયા આ બન્ને નવયુગ પ્રવાહોની અસર સમાજક્ષેત્રમા ભારે હતી

ઉદ્યોગ- અને અર્થ-ક્ષેત્ર પેઠે, આ ક્ષેત્રમા પણ ૧૮૮૫ પછીના યુગમા, અ૦ ભા૦ સામાજિક પરિષદ જેવી સસ્થા જન્મી

## વિદ્યાક્ષેત્ર

વિદ્યાક્ષેત્રમા પણ જોવા નોધવા જેવુ થતુ હતુ યુનિવર્સિટીઓમા અંગ્રેજી તો ભણાતુ હતુ તે સાથે પ્રાચીન ભાષાઓનો અભ્યાસ

પણ શરૂ થયો. સંસ્કૃત, ફારસી, અરબી નવી ઢબે ભણાતી થઈ. જૂની શાસ્ત્રીપદ્ધતિ અને પાઠશાળાઓ પાછળ પડતી ગઈ. આની અસર દેશની ભાષાઓ પર પણ પહોંચવા લાગી. સાદી દેશી ભાષાઓમાં આ પ્રાચીન ભાષાઓની શબ્દાવલી અને પ્રયોગો ફેલાવા લાગ્યા. બીજી બાજુએ અંગ્રેજીએ પણ તેમની પર અસર કરવા માંડી.

ભણતરથી નોકરીઓ મેળવવાનું લક્ષ્ય જોર પર આવતું થયું. વિલાયત જઈને ભણી આવવાનું શરૂ થયું.

નવી વિદ્યાઓના પંડિતો પણ થવા લાગ્યા. એમની નામાવલી પણ જોવી જોઈએ. મુખ્યત્વે ત્રણ ઇલાકા, — મુંબઈ, મદ્રાસ, બંગાળ — જ્યાં પહેલી યુનિવર્સિટીઓ થઈ, ત્યાં આ વિશેષ જોવા મળે છે.

### અલીગઢ મુસ્લિમ હિલચાલ

આ કાળમાં સર સૈયદ અહમદખાને એક નવો પ્રવાહ શરૂ કર્યો, તે અલીગઢ કેન્દ્રમાં મુસ્લિમ કેળવણીનો. બળવામાં અંગ્રેજો મુસ્લિમો પર વહેમાયા કે, આ કોમ તોફાની છે. આવી ઇતરાજી દૂર કરવા સર સૈયદે ખાસ જહેમત ઉઠાવી. બીજી બાજુ તેમણે મુસલમાનોમાં પ્રાચીન પ્રથા-જડતા દૂર કરી નવી અંગ્રેજી કેળવણી દાખલ કરવા પ્રયત્ન આદર્યો. અલીગઢ યુનિવર્સિટી તેનું ફળ આજે જોઈએ છીએ.

આ વિચાર-કેન્દ્રની આસપાસ ઉર્દૂ ભાષા પણ ખીલતી ગઈ. હાલી, ઝકાઉલ્લાહ, શિબ્લી આદિ લેખકો આ સંબંધમાં યાદ આવે છે આ પ્રવાહનો અભ્યાસ અને તેનું સંશોધન કરવું ઘટે છે.

આ કાળે કોમવાદનું ઝેરી ઝરણ નહોતું એ ખરું; પરંતુ એક જરા સરખી જુદાઈ લઈને ચાલતાં, એક મૂળમાંથી બે ફાંટા પડયા તે છેવટે કેવા ખતરનાક નીવડયા, તે દૃષ્ટિએ પણ આ સમજવા જેવી ઇતિહાસઘટના છે. તે કાળે તો સર સૈયદને મન કેવળ પોતાની ધર્મજાતિની પછાત દશા દૂર કરવાનો સેવાભાવ હતો. પણ પછીના ઇતિહાસકાળમાં નવી પેઢીના નવા ભાવો આવ્યા, નવાં કારણો મળ્યાં,

નવી નીતિઓ જન્મી, તેની સાથે આખું ચિત્ર પલટી ગયું. આ વસ્તુ આજે સ્વરાજનિર્માણ યુગમાં અનેક રીતે ખૂબ બોધક છે. પણ એ બધું ઉત્તર-૧૮૫૭યુગના પ્રસ્તુત પ્રકરણમાં નથી આવતું. પરંતુ તેની જનમ-કુંડળી આ વખતે મંડાઈ, એ નોંધવું જોઈએ.

છેવટે, રાજ્યક્ષેત્ર પણ નવી અસર તળે આવ્યું. મોગલોની દરબારી પ્રણાલીને બદલે નવું અંગ્રેજ ઢબનું રાજકારણ દેખાવા લાગ્યું. પાર્લમેન્ટ, લોકશાહી, લોકમત ઇ૦ જેવા ખ્યાલો જન્મ્યા.

સરકારી નોકરીઓમાં દેશી લોકો સમાન દરજ્જે જાય તો ભારે ફાયદો થાય અને આપણા લોકોનું રાજકાજ આપણે સારી અને વધારે સમજથી તથા પ્રેમથી કરી શકીએ, એવો ખ્યાલ ઊઠ્યો. નોકરીઓનું સ્વદેશીકરણ — 'ઇંડિયનાઇઝેશન' — એક ખાસ રાજકીય માગણી કરવા જેવી વાત લાગી. તે કાળે આઈ.સી.એસ. થવું એ એક દેશકાર્ય જેવું પણ લાગતું હોય તો એમાં નવાઈ નથી.

દેશાભિમાન એક નવો ધર્મભાવ બન્યો. લોકોની કેળવણી દેશના પ્રશ્નો વિષે કરવી જોઈએ, અંગ્રેજોને તે વિષે સમજ પાડીને રાજવહીવટમાં સુધારા કરાવવા જોઈએ, એ ખ્યાલો નવા અંગ્રેજી ભણેલા દેશપ્રેમી યુવકોમાં જાગતા થયા. રાજવહીવટ પર નજર રાખવાનું કામ તેઓ દેશસેવા સમજીને પોતાની મેળે કરતા થયા. તે બધું ચિંતન રજૂ કરવા માટે ફૂટી ફૂટી સંસ્થાઓ, છાપાં, ઇ૦ પણ સ્થપાતાં થયાં. ટૂંકમાં, નવા પેદા થયેલા અંગ્રેજ રાજકીય યુગને સમજવાના પ્રયત્નો આપોઆપ શરૂ થયા.

૧૮૫૭થી ૧૮૮૫ના યુગનું આ બધું સમગ્ર રૂપે જોતાં, એક વસ્તુ સિદ્ધ થાય છે તે એ કે, દેશમાં નવો યુગ બેઠો તેની સાથે દેશની પ્રજાએ તેને પહોંચી વળવા માટે નવદૃષ્ટિ અને નવશક્તિના પણ અંકુર નાખ્યા, અને તે નવપલ્લવિત થઈને તેનાં ફળો આપવામાં ફાલ્યાં. ૧૭૫૭થી ૧૮૫૭ના યુગની અંધાધૂંધી અને એકનીતિનો અભાવ દૂર થયાં અને નવી નીતિના મૂળ પકડાવા લાગ્યા.

આ યુગનુ સંશોધન અને અધ્યયન આપણા દેશમા હવે ખૂબ જાગવુ જોઈએ દેશના પુનરુત્થાનનો ઉદ્ગાળ આ ગણાય તેના સવિધાયક બળો અને તેના પુરસ્કર્તાઓ આપણી ભારે મોટી સાસ્કૃતિક પૂજી છે નવી પેઢીને માટે એનો અભ્યાસ શક્તિના ઝરા સમા છે આ અભ્યાસ અને સંશોધન પાછળની દૃષ્ટિ શુદ્ધ સાત્ત્વિક હોવી જોઈએ એટલુ ખરુ

## ૫

## સ્વાતંત્ર્યયાત્રાની ત્રીજી પેઢી

### [ઈ૦ સ૦ ૧૮૮૫ થી ૧૯૨૦]

ઈ સ ૧૮૮૫ એટલે અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાનુ વર્ષ આગલે આવના સુધીમા હિદની સ્વાતંત્ર્યયાત્રાની બે પેઢી પૂરી થઈ અને નવી ત્રીજી પેઢી શરૂ થઈ એમ ગણાય

ત્રીજી પેઢીના અગ્રગણ્યોએ મળીને આ સસ્થા સ્થાપી ત્યારે તેમને કલ્પનાય નહી હોય આ સસ્થા આગળ પર હિદની સ્વતત્રતા હાસલ કરવામા સફળ થશે ધર્મ જાતિ ધર્મ ભાષા પ્રાન્તના શા ભેદભાવ વગર સૌ હિદીઓ અને હિન્દહિતચિતક પરદેશીઓ—ખાસ તો અગ્રેજો—એમા જોડાઈ રહ્યા હતા નવુ હિદ શુ હશે એની ઝાખી કલ્પના આવી સ્થાપના કરનાર નેતાવર્ગે એ દ્વારા આપી એમ કહેવાય આ નવીન સસ્થાનો આ વિચાર તેનો એક નિયમી બની રહ્યો છે

શરૂના ૨૦ વર્ષ – ૧૮૮૫ થી ૧૯૦૫ દરમિયાન આ સસ્થાનુ કામ ચાલ્યુ તેના મુદ્દાઓ તથા તેના પુરસ્કર્તાઓનો અભ્યાસ કરીએ તો તેમાથી બધ રસિક સામગ્રી મળે એમ છે એક બાબત તે અગે નોંધવા જેવી એ છે કે કામકાજની નીતિરીતિ તથા ઉદ્દેશો અગે તે પીઢીમા કોઈ ખાસ અલગ દૃષ્ટિ કે સાફ પક્ષ પડ્યા નહોતા જે

સામાન્ય નીતિ તથા ઉદ્દેશો બીજી પેઢીએ કેળવ્યાં હતા, તે ના મોટે ભાગે સ્વીકારીને ચાલવામાં આવ્યું અમુક સાલ બે ૧૯૦૫ પછી દેખાવા લાગ્યો અને તે દેશના ભાવી ઉદ્દેશ પરત્વે તથા તે હાસલ કરવાના માર્ગ બાબતમા પણ સ્વરાજ્યવાદાની ત્રીજી પેઢી આ ભેદ પર ઊભી થયેલી જોવા મળે છે.

આ ભેદ એટલે નરમ અને ગરમ અથવા જહાલ અને મવાલ પક્ષોનો અને દૃષ્ટિઓનો જન્મ હિંદ અને ઇગ્લંડ ભેગા રહ્યામા બંનેના કલ્યાણનો ઈશ્વરી સંકેત રહેલો છે, એ શ્રદ્ધા મવાલ પક્ષનો પાયો હિંદ એક પ્રાચીન અલગ રાષ્ટ્ર છે અને તે તરીકે તેણે પોતાની પ્રતિષ્ઠા મેળવવી જોઈએ, એ શ્રદ્ધા અને શપથ એ જહાલ પક્ષનો પાયો પાર્લમેન્ટરી રીતે કામ કરીને આપણે ચાલવુ જોઈએ, એ રીત મવાલ પક્ષની. એ રીતથી ન ચાલે, સ્વદેશી ઇ૦ની સ્વતંત્ર રીતોથી પ્રજામા કામ કરીને રાષ્ટ્રને જગવવો પડે, એ રીત જહાલ પક્ષની અંગ્રેજી ભાષાથી કામ કરવાની ઢબ મવાલ પક્ષની, લોકોની ભાષામા કામ કરવુ જોઈએ, એ ઢબ જહાલ પક્ષની

આવા પ્રકારના સ્પષ્ટ રાહ ત્રીજી પેઢીમા જોવા મળે છે ભારતસેવક નામ૦ શ્રી ગોખલે અને રાષ્ટ્રવાદના પિતા સમા લોકમાન્ય ટિળકની આ પેઢીના બીજા અનેક નામો જોડી શકાય

આ પેઢીનુ ખાસ નોંધપાત્ર એક સર્વસામાન્ય લક્ષણ એ છે કે, રાષ્ટ્રની સેવા માટે જીવનની દીક્ષા લેવી જોઈએ આવો ભાવ આ યુગમા સાફ પ્રગટ થયો રાજકારણ એક સેવાધર્મ છે, તેમા રાષ્ટ્રસેવા છે, એ મત પર આ પેઢી ઊભી થઈ રાજકારણમા પણ ધર્મદૃષ્ટિથી કામ કરવુ જોઈએ, એ ઢબની ઉદાત્તતા રાજકારણના કામને મળી ત્યાગ બલિદાન, સ્વાર્પણ ઇ૦ ગુણો રાષ્ટ્રસેવાનુ ભાથુ બનવા લાગ્યા ભારત સેવક સમાજની સ્થાપના ઈ સ ૧૯૦૫મા થઈ સાથે સાથે હિંદી રાષ્ટ્રવાદનો પણ ઉદય થયો અંગ્રેજી પરરાજ્ય જાય અને સ્વરાજ તેની જગાએ આવે એવો ભાવ લોકમા પેદા થવા લાગ્યો

આ રાષ્ટ્રીય રંગ ઉપરાંત ધાર્મિક અને આધ્યાત્મિક રંગ પણ આ સાથે ચડતો ગયો. બલ્કે, આ રંગ આખી પ્રવૃત્તિની મૂળ ભૂમિકામાં રહીને પ્રેરણા આપે એવો બળવાન હતો. સામુદાયિક પુરુષાર્થનો પાયો ધર્મ અને અધ્યાત્મમાંથી મેળવાયો. ગીતા, હિંદુ દર્શનદૃષ્ટિ ઇ૦ દ્વારા ઉપરના ઉત્થાન સમાંતર અને રાષ્ટ્ર-ધર્મનું સમર્થન વિચારાતું થયું. અંગ્રેજી કેળવણીની નવી પેઢીઓમાંથી એક પ્રકારના શંકાવાદ, શૂન્યવાદ ને નાસ્તિકવાદનું જોર ભણેલા વર્ગમાં પેદા થતું હતું. તેના પર આ વસ્તુએ ખૂબ સારી અસર પેદા કરી. આમાં સ્વામી વિવેકાનંદનો ફાળો નોંધવો પડે છે. સ્વામી શ્રદ્ધાનંદ, લાલા લજપતરાય, અરવિંદ ઘોષ, હરદયાળ નાગ, એની બેસંટ ઇ૦ અનેક મહા વિચારકો પણ નોંધવા જોઈએ. રાષ્ટ્રના આ નવધર્મને માટે તથા નવપરાક્રમને સારુ નવશિક્ષણ હોવું જોઈએ, એટલે રાષ્ટ્રીય શિક્ષણનો પણ મંત્ર જાગ્યો અને તેના વિવિધ પ્રયોગો શરૂ થયા.

કયાં સાધનોથી કામ લેવું તે વિષે ઉપર ટૂંકમાં જોયું. જહાલ પક્ષની સાથે ત્રાસવાદ તથા બળવાવિચાર પણ આ કાળમાં પ્રગટ થયા. આનાં દૃષ્ટાંતોનો ઇતિહાસ પણ એક ખાસ પ્રકરણ તરીકે જોવા જેવો ગણાય.

૧૯૦૫ થી ૧૯૧૫–૨૦ સુધીમાં આ પેઢીનું મંથન એટલે સુધી પહોંચ્યું કે, કોંગ્રેસથી અલગ એવી મવાળ પક્ષની રાજકીય સંસ્થા પણ જાગી, અને એમ બે પક્ષો છેવટે વ્યવસ્થિત રીતે છૂટા પડ્યા.

કોમી ભેદનો જન્મ પણ આ જ યુગમાં સાફ તરી આવ્યો. અલગ કોમી મતાધિકાર આ કાળની શોધ હતી. આગાખાન ઇ૦ નેતાઓએ પોતાની મુસ્લિમ સંસ્થા સ્થાપી. આથી હિંદના રાજકીય વિકાસમાં અને તેની સ્વરાજ્યયાત્રામાં એક જુદું જ પ્રકરણ શરૂ થયું. હિંદી ઉર્દૂ ભાષા ઇ૦ના વિખવાદનો તથા હિંદુવાદનો જન્મ પણ આ યુગમાં ચોક્કસ બતાવી શકાય એવો થયો.

આથી કોમી એકતા એક રાષ્ટ્રીય મહાકાર્ય છે, એમ સ્પષ્ટ થયું. કૉંગ્રેસનું તે એક પાયાનું કાર્ય બન્યું.

જે રાષ્ટ્રધર્મની ફિલસૂફી આ કાળમાં ચર્ચાઈ અને પ્રવર્તી તેની ભાવના મુખ્યત્વે હિંદુ ધર્મની ભાષા ને ભાવોમાં હતી, એ ખરું પણ તે કાંઈ જાણીબૂજીને તેમ થયું હતું એમ ન કહેવાય, એ સહજ હતું. પણ એ એક નોંધપાત્ર વાત તો છે. જોકે, કૉંગ્રેસના મંચ પર બધી કોમો સર્વધર્મી એટલે કે સાચા સ્વરાજ્યધર્મી દૃષ્ટિથી ભેગી થતી અને એકતાને માટે મથતી.

આવા મહા પરાક્રમી યુગની અસર અંગ્રેજ રાજ્યકર્તાઓ ઉપર થાય એ ઉઘાડું છે. રાજકીય સુધારા દાખલ થવા લાગ્યા. ગોરાઓનો 'ગુરુભાર' જેને કહેવાય છે એવું મૂળ અનુભવમાં આવતું થયું. રાષ્ટ્રીય સ્વમાન દુભાય એવું પણ હવે આ પેઢીના અંગ્રેજ રાજકર્તાઓના વર્તનમાં જોવા મળે છે. અંગ્રેજ રાજ્ય અને હિંદી પ્રજા સામસામે હવે છે, એવો ભાવ ધીમે ધીમે સરકારમાં ઊતરતો થયો. બે પ્રજાઓ ભેગી થઈ છે એ ઈશ્વરી સંકેત છે, એ બડેરાઓની ફિલસૂફી નબળી પડતી ગઈ. તેમાં રાજ્યકર્તાઓ પણ જાણેઅજાણ્યે કારણ આપતા થયા. હિંદ હવે સ્વરાજ માગે છે, એ સૂત્ર સાફ થયું. દેશાભિમાન, દેશભક્તિ, તેને માટે સહન કરવું, વગેરે શબ્દો હવામાં દાખલ થઈ ગયા.

આ કાળમાં એક બિનગોરા એશિયાઈ દેશ જાપાનનો ઉદય જોવા મળ્યો, તે એક મોટી પ્રેરણા બની. ગોરા રાષ્ટ્ર જોડે હોડમાં ઊતરી શકાય છે, એ સ્વમાન-પ્રેરક બન્યું.

અને ૧૯૧૪ની લડાઈની અસર તે આ પેઢીની છેલ્લી મોટી બીના કહેવાય. તે પૂરી થવાની સાથે જ નવી પેઢીનો અને નવા યુગનો પણ ઉદય થાય છે. એ ચોથી પેઢી તે ગાંધીજીની પેઢી અથવા 'ગાંધીયુગ'. આ પેઢીએ સ્વતંત્ર થવા માટેની સ્વરાજયાત્રાનો છેલ્લો તબક્કો પૂરો કર્યો: તેની પછીની પેઢીને સ્વતંત્ર દેશની સુપરત કરી.

૬

# સ્વાતંત્ર્યયાત્રાની ચોથી પેઢી

૧

દક્ષિણ આફ્રિકા છોડી ગાંધીજી ૧૯૧૫મા હિંદમાં આવ્યા તે વખતે યુરોપીય વિશ્વયુદ્ધ ચાલુ થઈ ગયુ હતુ. હિંદમા આવી જે કામો ઉપાડ્યા, તેમા રંગરૂટની પ્રવૃત્તિ એક નોંધપાત્ર ગણાય તેની સાથે જ બીજા કામો પણ ૧૯૧૭થી શરૂ થયા, તે એ ત્રણ છૂટક સત્યાગ્રહના પ્રયોગો — ચંપારણ, ખેડા, અમદાવાદની મજૂર હડતાલ, વિરમગામની નાકાબંધી ઇ૦. અને તેની સાથે સ્વાતંત્ર્યયાત્રાની નવી — આપણી ગણતરી મુજબ, ચોથી પેઢી શરૂ થઈ

આ ચોથી પેઢી ૧૯૧૫ કે ૧૯૨૦થી ગણો તો ત્યારથી ૧૯૪૮ સુધીની ગણાય એટલે કે, તે પૂરી ૩૦ વરસની પેઢી છે, જે દરમિયાન નવી પેઢી પણ પેદા થઈ જઈ શકે, અને થઈ છે છતા તે પેઢી પણ આ પિતા-પેઢીના પેગામા જ રહીને વર્તી છે નવી ભાત પાડી શકે એવી તાકાત કે પોતાની ખાસ નવી નિઠાવાળી નથી. આથી કરીને આ એક સળંગ યુગ હોઈ, તેને ગાંધીયુગ કહી શકાય

આ યુગનો ઇતિહાસ આપણા દેશનુ એક ભવ્ય અને અતિ ગૌરવભર્યું પ્રકરણ છે એની પૂરી કિંમતનો આંક હવે પછીના ઇતિહાસકારો મૂકી શકશે તેની અસર જગત આખાના ઇતિહાસ-પ્રવાહ ઉપર પણ થઈ રહી છે તેથી તે હકીકત જગતના ઇતિહાસમા પણ એક નવુ પાનુ શરૂ કરનારી બની છે તેનાથી પરરાજ્યની ગુલામી જઈને હિંદનો સ્વતંત્ર ઇતિહાસ પાછો જારી થયો છે એટલુ જ નહી, તે બીનામાંથી જગતના ઇતિહાસમા ૧૯મા સૈકામા જે સામ્રાજ્યયુગ અને યંત્રોદ્યોગવાદ આવ્યા, તેમા પણ મોટો ફેરફાર – મોટી ક્રાંતિના બીજ તેણે વાવ્યા છે

આ ક્રાંતિથી હવે નવા બનાવો અને નવું પાનું જગતમાં શરૂ થાય છે, જેનો પહેલો મણકો હિન્દની સ્વતંત્રતા છે. આવડી મોટી ઘટના ગાંધીયુગની પેઢીએ જોઈ, તેમાં ભાગ લીધો, અને તેને નિપજાવવામાં મુખ્ય કારણ આ પેઢી બની સ્વરાજ્યસ્થાપનાના વિચારના પેઢીનામાને ટૂંકમાં યાદ કરીને તેની આ ચોથી પેઢીના મુખ્ય મુદ્દા જોવાનું શરૂ કરીએ

આપણે નીચે પ્રમાણે પેઢીઓની ચર્ચા કરી :—

પહેલી પેઢી — રાજા રામમોહનરાય.

બીજી પેઢી — બળવો અને ત્યાર બાદનો પુનરુત્થાનકાળ

ત્રીજી પેઢી — શિક્ષિત કાંગ્રેસનો યુગ : તેમાં બે ફણગા : મવાળ અને જહાલ

હવે પછી આવતી આગળની ચોથી પેઢી — રાષ્ટ્રની સમગ્ર શક્તિનો સમન્વય-યુગ

૨

આ કાળ દરમિયાન, દેશની મુક્તિની દૃષ્ટિએ જોતા, તે મેળવવાને માટે જે પ્રયત્નો શરૂ થયા તેમનો પ્રકાર, મોટી નજરે જોઈને જો પાડીએ તો તે બે હતા, એમ ગણાવી શકાય —

૧ પ્રજાના જ્ઞાન, સમજ અને સુધારો તથા વિકાસ વગેરેની શક્તિ દ્વારા આગળ વધવાનો પ્રકાર, જે રામમોહનરાયથી શરૂ થયો એમ કહી શકાય

આ પ્રકાર આગળ જતા બંધારણીય પદ્ધતિ વગેરે નામથી ઓળખાયો, જે આગળ જતા ગાંધી-યુગમાં શાંત સત્યાગ્રહ સુધી ખીલ્યો

૨ શસ્ત્રાસ્ત્ર અને બહારની રાજદ્વારી મદદથી લડી લઈને કામ લેવાનો પ્રયત્ન આ પ્રયત્નનો ઇતિહાસ ૧૭૫૭થી ૧૮૫૭ સુધીના એક સૈકામાં ભજવાયો છે. ૧૮૫૭ બાદ હથિયારબંધી છતા, તે એક યા બીજી રીતે ચાલુ રહ્યો છે, અને તેને ઠેઠ છેક ૧૯૪૭ સુધી ચાલતો જોવા મળે છે

પહેલો પ્રકાર નવો છે, બીજો પ્રકાર માનવસમાજના ઇતિહાસ જેટલો જૂનો છે પહેલા પ્રકારની રીતરસમો અર્વાચીન છે, તે આપણે

અંગ્રેજ પ્રજાના ઇતિહાસ અને તેના સાહિત્યમાંથી તથા તેણે હિંદમાં જે રાજ્યતંત્ર ચલાવ્યું તેના અનુભવમાંથી શીખ્યા, ઉપયોગમાં આણવા લાગ્યા, અને અપનાવતા ગયા. આ રીતિને બંધારણીય રીતિ કહો કે લોકશાહીની રીતિ કહો; તેનું અલગ સ્વરૂપ યા નોખો પ્રકાર ગણીએ છીએ તે એ કારણે કે, તેમાં પ્રજાની શક્તિ, બળવા કે શસ્ત્રાસ્ત્ર યા રાજકાજના દાવપેચને રસ્તે નહીં, પણ તેની સમજશક્તિ તથા સંસ્કારિતા અને સંપ વગેરે ગુણો દ્વારા કામ દે છે. આમાં ગાંધીજીએ સત્યાગ્રહનું નવીન શસ્ત્ર, તેના કળશ રૂપે, જોડી આપ્યું.

સ્વાતંત્ર્યયાત્રાના પ્રકાર અને વિકાસ વિષેના આ વિચારને ટૂંકમાં નીચે પ્રમાણે આલેખી શકાય :—



શાંતિ-અહિંસાના માર્ગનો પ્રયોગ સોળે કળાએ અજમાવવા તૈયાર થાય છે. આથી જ ગાંધીયુગની અસર જગતના વ્યાપક રાજકારણ ઉપર જે થઈ છે તે થઈ શકી છે. શ્રી ગોખલેએ ગાંધીજીનું વર્ણન કરતાં કહ્યું કે, આ માણસમાં હિંદની સંસ્કૃતિ તેની પૂર્ણ કળાએ પહોંચેલી છે. ગાંધીજીના ગુરુએ ઈ. સ. ૧૯૧૫ પહેલાં કરેલું તેમનું આ વર્ણન ગાંધીજી પૂરું સાચું સિદ્ધ કરી બતાવે છે. રાજકારણમાં જ નહીં, રાષ્ટ્રની પ્રજાના સમસ્ત જીવનમાં નવો પ્રકાશ, નવી દૃષ્ટિ, નવો અર્થ, નવી આશંકા, અને નવું સર્જન આ યુગમાં પ્રગટ થાય છે. હિંદની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પ્રજાના આવા સર્વતઃ બલસંપદને જોરે હાંસલ થઈ શકી છે, અને એમ થતાં હિંદના ઇતિહાસે એનું પડખું ફેરવ્યું છે.

ઉપરના આલેખમાં વાચક જોશે કે, પરંપરીણ હિંસામાર્ગનો પણ પ્રવાહ ૧૮૫૭થી અવનવે રૂપે, વખતોવખત રૂપાંતરો થઈને, ઠેઠ ૧૯૪૫ સુધી ચાલુ રહ્યો છે. આ પ્રવાહની પણ પેઢીઓ અને દૃષ્ટિઓ રહેલી છે. સ્વાતંત્ર્યયાત્રાના ઇતિહાસમાં તેનું પણ એક નોખું પ્રકરણ છે. એટલું જ કે, તે રીતને છેવટે યશ નથી મળ્યો, જોકે તેમાં ત્યાગ અને બલિદાનપૂર્વક અર્પણ કરનારા અને સ્વાતંત્ર્યજ્યોત જાગતી રાખનારા દેશભક્તો હતા.

ત્રાસવાદ અને ભાંગફોડની પ્રવૃત્તિને પણ તેની સાથે ગણાતી છે, કેમ કે તેમનો પ્રકાર હિંસાબળની પરંપરીણ વિચારપદ્ધતિનો હતો.

ગાંધીયુગનું મુખ્ય લક્ષણ અને આખી યાત્રામાં તેનું સ્થાન જોયા પછી તેના મુખ્ય મુદ્દા આગળના પ્રકરણમાં જોઈએ.

# ૭

# ગાંધીયુગની સ્થાપના

## (સ્વરાજયાત્રાની ૧૯૧૫થી ૧૯૩૦ સુધીની મજલ)

### ૧

ગાંધીયુગની શરૂઆત પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન અને તેની વ્યાપક અસર તળે ભૂમિકામાં થઈ. ગાંધીજી ૧૯૧૫માં હિંદ આવ્યા ત્યારે યુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતું. હિંદને તેમાં વિનાયનના પક્ષે જોડવામાં આવ્યું હતું.

ગાંધીજી એ વખતે બ્રિટિશ રાજ્યના શુદ્ધ હેતુમાં આસ્થાવાળા હતા. તે યુદ્ધમાં હિંદે જોડાઈને પોતાની રાજનિષ્ઠા બતાવવી ઘટે તે વિચારથી તેમણે રંગરૂટ ભરતીનું કામ ઉપાડ્યું. તેમ જ લોકમાન્ય જેવા માનીતા નેતાને અવગણવાનું અપમાન કરી તેમને યુદ્ધપરિષદમાં નહીં બોલાવેલા, તે સામે પણ તે ઝૂઝયા હતા. એક બાજુથી ભરતીનું કામ ઉપાડનાર ગાંધીજી બીજી બાજુએ રાષ્ટ્રના સર્વમાન્ય નેતાના અપમાનને રાષ્ટ્રીય અપમાન સમજીને કામ લે છે, એ એમની કાર્યપદ્ધતિ તથા પ્રતિભાની વિચક્ષણતાનો આબેહૂબ નમૂનો ગણાય.

આ યુદ્ધ યુરોપના રાષ્ટ્રો વચ્ચેની વસાહતવાદી તકરારોની લગભગ સો વરસની શાંતિ પછી જાગ્યું હતું. ૧૮–૧૯મા સૈકામાં યુરોપના રાષ્ટ્રોએ પછાત દેશોની દુનિયાની માંહોમાંહે વહેંચણી કરી લીધી. તેમાં જર્મની અને રશિયા જેવા દેશો ભાગમાં નબળા પડેલા. વિશ્વયુદ્ધમાં જર્મની એ વહેંચણીમાં પોતાનો ભાગ ચાહતું મોખરે આવ્યું અને ઇંગ્લૅંડને પડકાર આપ્યો.

પરંતુ રાજ્યકર્તા સામે લડનાર જર્મની પ્રત્યે હિંદમાં અમુક સહાનુભૂતિ જેવી લાગણી લોકોમાં હતી. નેપોલિયનના જમાનામાં ટીપુ

સુરજાને તેની જોડે સંતલસ કરીને અંગ્રેજોને હંફાવવા વિચારેલું, તેવું કાંઈ આ વીસમા સૈકામાં શક્ય નહોતું. છતાં કેટલીક છૂપી પ્રવૃત્તિઓ, કે જે કહો કે ૧૮૫૭ની છાયામાં ચાલ્યા જ કરતી, તેની પ્રવૃત્તિઓ ઉપર સરકારનો ડોળો બરોબર હતો. હિંદના જહાલ પક્ષના રાજકારણ ઉપર પણ તેની નજર હતી, કેમ કે તેઓ અંગ્રેજોને કાઢી સ્વતંત્ર સ્વરાજ્ય ચાહનારા હતા.

૨

૧૯૧૫ના આ અરસામાં હિંદમાં આગળપડતી રાજકીય હિલચાલ જે જાગી તે 'હોમ-રૂલ'ની આયર્લેન્ડમાં મુક્તિ માટે ચાલતી હિલચાલ તેમાં પ્રેરક હતી શ્રી એની બેસન્ટ આમાં પ્રમુખ આગેવાન હતાં. તિલક મહારાજે સ્વતંત્ર બીજી 'હોમરૂલ લીગ' સ્થાપી હતી. એની બેસન્ટે એક કાયદાનો ખરડો તૈયાર કરી પાર્લમેન્ટમાં રજૂ કરાવવાની તજવીજ કરવા સુધી પોતાની હિલચાલને પહોંચાડી હતી સરકારે તેમને નજરકેદ પણ કર્યા હતા, જે સામે ગાંધીજીએ મહા ઉગ્ર અવાજ ઉઠાવ્યો હતો લોકમાન્યને પણ સરકાર સતાવતી હતી

આ જ સમય દરમિયાન અંગ્રેજ સરકારે રાજકીય સુધારાની નવી આવૃત્તિ બહાર પાડવાનો આરંભ કર્યો હતો ૧૯૦૯ના મોરલી-મિન્ટો-સુધારા બાદ દશ વરસે ફેરવાનું નવું પગલું તૈયાર થયું હતું મૉન્ટેગુ-ચેમ્સફર્ડે એ વિચારી કાઢ્યું હતું મવાળ પક્ષનું રાજકારણી દળ એથી કાંઈક રાજી થયું હતું તે તેને અપનાવવા તૈયાર હતું. જહાલ પક્ષ તેને નાપસંદ કરતો હતો

આ સ્થિતિમાં ઈ સ ૧૯૧૯માં અમૃતસર કૉંગ્રેસ મળી તેમાં પહેલી વાર ગાંધીજીની કામગીરી દેશની સૌથી મોટી રાજકીય સંસ્થાને જોવા મળી જહાલ અને મવાળ બંને દૃષ્ટિને એકીકૃત કરીને સમન્વિત કાર્યપદ્ધતિ યોજવાની ગાંધીજીની પ્રતિભાના દેશને દર્શન મળ્યા બે દળ માંહોમાંહે લડીને ક્ષીણ થયા કરે, એ એક દુ:ખદ હકીકત દેશના

રાજકારણમાં કેટલાંક વરસથી જાગી હતી, તે આ યુગમાં ગાંધીજીના નેતૃત્વથી દૂર થઈ એટલું જ નહી, બંને મળીને એક સમન્વિત શક્તિ બનવાની શરૂઆત થઈ. પરંતુ ઇતિહાસનો પ્રવાહ દેશના નાવને બીજી તરફ લઈ જતો હતો.

૩

૧૯૧૮માં વિશ્વયુદ્ધ બંધ થયું તે પછી બે બાબતો એવી બની કે જેને લઈને હિંદુ પ્રજાકીય રાજકારણ નવી જ ભૂમિકા પર શરૂ થયું: ૧. યુરોપમાં ખિલાફતનો અંત. ૨. હિંદી સરકારે નીમેલું રૉલેટ કમિશન.

ખિલાફત અંગે હિંદના મુસલમાનોને અંગ્રેજ સરકારે અમુક વચન આપેલું, તેનો ભંગ થવાથી તેઓની લાગણી ખૂબ દુભાઈ. તેથી તેઓ અંગ્રેજ સરકાર સામે સમસમી ઊઠ્યા.

રૉલેટ કમિશન, હિંદમાં યુદ્ધ દરમિયાન ભેદક રાજદ્રોહી ચળવળો ચાલતી હતી કે કેમ, તે તપાસવા નિમાયું હતું. ૧૮૫૭ પછી નહી, તોય અમુક દમે અકલિત બળવો કરવાના કાવતરાં ચાલતાં હતાં, એવો રિપોર્ટ કરી, આ કમિશને એવી ભલામણ કરી કે, આ બધું દાબવાને માટે એક કડક કાયદો કરવો જોઈએ અને એને આધારે એક કાયદો પણ વડી ધારાસભામાં રજૂ થયો.

૧૮૫૭ની સ્થિતિ બાદ જેવું હથિયારબંધીનું વ્યવસ્થિત પગલું ભરાયું, તેને જ મળતું આ પગલું કહેવાય. પરંતુ ૧૮૫૭ બાદ રાષ્ટ્રને દબાવી દેવા સારું જેવું થઈ શક્યું, તેવું આ કાળે ન બની શક્યું એનું કારણ ગાંધીજીનું નવું નેતૃત્વ હતું, એ સ્પષ્ટ જોઈ શકાય છે.

૪

વિશ્વયુદ્ધ લડતી વખતે હિંદની પ્રજાને આપેલાં વચનોનો અનાદર થયો, એમ પ્રજાને લાગ્યું. હિંદના સ્વમાન પર એ ઘા હતો. તથા ખિલાફત અંગે હિંદના મુસલમાનો તરફ હિંદી પ્રજાએ થવું જોઈએ,

એ બધી કોમો વચ્ચેના ભાઈચારાનુ લક્ષણ છે, એમ જાણી ગાંધીજીએ અસહકારનુ નવીન શસ્ત્ર દેશ આગળ રજૂ કર્યું

રોલેટના કાળા કાયદાનો વિરોધ કરવા માટે ધારાસભાના બંધારણીય પ્રયત્નો અફળ ગયા ગાંધીજીએ તેના વિરોધમા અમલી ઉપાય શરૂ કર્યા અને હડતાલ અને કાયદાનો સવિનય ભગ જાહેર કર્યો

આ બનાવમા દેશની સમગ્ર જનતાને ભાવતુ વિરોધશસ્ત્ર મળી ગયુ અને સહેજે આખા દેશે આ નવુ સાધન ઉપાડી લીધુ સરકારને આ નવી જ વસ્તુ જોવા મળી અમૃતસરમા જલિયાવાલા બાગ જેવા કામો તે કરી બેઠી આ અપમાનની તપાસ કરવા કોંગ્રેસે તપાસ સમિતિ નીમી સરકારે નીમેલી સમિતિનો બહિષ્કાર કર્યો આ સમિતિમા ગાંધીજીએ ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો સારાશે, હિંદનુ રાજકારણ એકદમ નવી જ ભૂમિકા પર ચાલ્યુ ગયુ

૫

હિંદનુ રાજકારણ આ ગાળા દરમિયાન જે ઘડાયુ, તેમાથી નવુ હિંદ—નવી શક્તિ જ પેદા થઈ ગાંધીજી અંગ્રેજ સરકાર વિષે શ્રદ્ધાળુ હતા તે મટ્યા અને એમ મવાળ પક્ષની મૂળ શ્રદ્ધાનો હિંદના રાજકીય લોકમાનસમા અત આવ્યો અસહકાર અને સવિનય ભગ અથવા સત્યાગ્રહનુ સાધન દેશે હાથ ધર્યું ૧૯૨૦મા નાગપુરની ખાસ કોંગ્રેસે આ મોટા ફેરફાર પર મહોર મારી ૧૯૨૧મા અમદાવાદ ખાતે થઈ તેમા નવા યુગનુ પાકુ મડાણ થયુ કોમી એકના પાકી થયેલી જણાઈ જોકે તે વરસથી શ્રી ઝીણા કોંગ્રેસમાથી છૂટા થયા તે થયા

૧૯૧૬મા નામ૦ ગોખલે બાદ ૧૯૨૦મા લોકમાન્ય ટિળક ગયા મવાળ પક્ષ આ કાળે કોંગ્રેસમાથી છૂટો પડ્યો ને ૧૯૧૮મા પોતાનુ 'લિબરલ ફેડરેશન' અલગ સ્થાપ્યુ તથા અ૦ ભા૦ સમાજ પરિષ૦ તથા ઉદ્યોગ પરિષદ વગેરેના તેમના ઇતિહાસને અતે આ

બે ભાગ પડવા જેવું થયું ગાંધીજીએ એ પાની ટાળી અને દેશની સ્વરાજ્યયાત્રામાં કાંટા પડતા તે જાણી લીધું, પરંતુ તેમણે પોતાની નીતિપદ્ધતિનું કામ ચાલુ રાખ્યું, અને દેશ માટે નવો માર્ગ યોજવા માંડ્યો અને ખીલવ્યો

ધારાસભાનું કામ તો અમુક જ લોકનું કહેવાય પણ આખી પ્રજા શું કરે? સરકાર સાથે તે અસહકાર કરે એ બરાબર, પરંતુ તેણે માંહોમાંહે તો એટલા જ જોરથી સહકાર સાધવો જોઈએ, નહીં તો તેનો અસહકાર વ્યર્થ જાય આ સહકારના માર્ગો શા? ચતુર્વિધ રચનાત્મક કાર્યક્રમની શોધ કરી ગાંધીજીએ આ પ્રશ્નનો ઉત્તર આપ્યો

આ ચાર રચનાત્મક કામ તે નીચે મુજબ

૧ અસ્પૃશ્યતાનિવારણ,

૨ ખાદી,

૩ કોમી એકતા, અને

૪ રાષ્ટ્રીય કેળવણી

આ ચાર દીવાલો ચણી તેમણે પ્રજાકીય સહકારની ઇમારત ઊભી કરી સમાજસુધારો અને સ્વદેશી તથા ઉદ્યોગધંધાની વૃદ્ધિને નામે, જે કુટકળ અને છૂટક માણસોમાં જર્જ ને વિચાર થયા કરતા હતા, તેમને ગાંધીજીએ આમ એક રાષ્ટ્રીય લાકત અને સ્વરાજ્યના પોકારનું ઉદાત્ત રૂપ આપ્યું જે પ્રજા શાંતિના સાધનોથી લડવા માગે તેણે જાતસુધારો કે આત્મશુદ્ધિ આપમેળે કરીને સાધવા જોઈએ, તો તેમાંથી એવું બળસંગઠ્ઠન તે કરી શકશે કે જેને જોરે તે આપોઆપ સ્વરાજ હાસલ કરવા લાગશે આ સિદ્ધાંત દેશને મળ્યો અને તેને અનુસરીને દેશની સ્વરાજ્યયાત્રામાં આખી પ્રજા — તેના બધા અંગ — પોતપોતાની રીતે જોડાઈ શકે અને ફાળો આપી શકે, એવી પ્રગતિ થઈ શકવા ભરેલી જોગવાઈ હિંદી પ્રજાને મળી

રચનાત્મક કાર્યક્રમ અને પાર્લમેન્ટરી કાર્યક્રમ એવા બે ભાગ આજે જે જોવા મળે છે, તેનો પ્રારંભ આ કાળમાં થયો અ૦ ભા૦

ચરખા સંઘની સ્થાપના થઈ રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ અસ્પૃશ્યતા નિવારણ માટે સંસ્થાઓ રચાવા લાગી બીજી તરફ ધારાસભાઓમા સ્વરાજ પક્ષ પણ કામ કરતો હતો અને પક્ષોનું આધિપત્ય તેમને એકસૂત્ર કરી લઈને કોંગ્રેસ સાચવે અને દેશની આગેકૂચ ચલાવે એવી મક્કમ નીતિ કોંગ્રેસના મંચ પરથી આગળ ચાલી આ વસ્તુ બાંધી તે સંસ્થા ભારે શક્તિવાળી બની એટલું જ નહી હિંદની સમગ્ર પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવવા લાગી અને પ્રજાકીય હિંદ એટલે તેની કોંગ્રેસ એવી છાપ પડી ગઈ લગભગ દસે વરસે બીજા બે બનાવોથી આ વસ્તુ ખૂબ પાકી થઈ એટલું જ નહી જગતને પણ તે જણાઈ

૭

આ બે ઘટનાઓ તે—૧ બારડોલીનો સત્યાગ્રહ ૨ સાઇમન કમિશનનો બહિષ્કાર અને ૧૯૧૯ થી આગળના નવા રાજકીય સુધારાની વિચારણા

૧૯૨૪ થી ૨૬ સુધીમા ગાંધીજીએ જે કામો ઉપાડ્યા તેથી કેટલાક રાજકારણી વર્ગોમા અને બહારના દેશોમા એક એવો ભાવ પેદા થયો કે ગાંધીજી તો સાવ સંસાર સુધારક જેવા થઈ ગયા તેમની આગ હવે જાણે ઓલવાઈ ગઈ! આ ભ્રમણા ભાંગનાર બીના તે બારડોલીનો જમીન મહેસૂલ વધારા સામે સત્યાગ્રહ સાચું જોતા પ્રજા મતનું માન સ્થાપિત કરવા માટે સત્યાગ્રહનો અમોઘ ઉપાય પ્રજા પાસે છે એનો પરચો તેમાથી દેશને મળ્યો સત્યાગ્રહ શી ચીજ છે તે ૧૯૨૧મા પ્રજાને જોવા નહી મળેલું —ચૌરીચૌરા જેવી ઘટનાઓ જોઈને ગાંધીજીએ એ વસ્તુ રોકી લીધી હતી તેને લઈને — તે હવે જોવા મળ્યું ધારાસભાની શક્તિ દાખવી કામ લેવા તાકનાર સ્વરાજ પક્ષે પણ આ કામમા હાથ દીધો પણ તેમા તે ના ફાવી શક્યો અને ત્યા ગાંધીજીની રીત ફરી આ વસ્તુએ બંધારણીય રીતની મર્યાદા અને સત્યાગ્રહી રીતની વ્યાપકતા સિદ્ધ કરી બતાવી —કે

જેવી ૧૯૧૯-૨૦ માં રોલેટ કાયદાના વિરોધ અર્થે સાબિત થઈ હતી એમ માનો કે, એક દાયકા પછી, નવે રૂપે પાછી ક્રાંતિકારી પરિસ્થિતિ જાગી, અને તેને ગાંધીજીએ પાછી બરોબર સંભાળી લઈને રાષ્ટ્રની સમગ્ર શક્તિને એકીકૃત કરી રાષ્ટ્રના મુખ્ય મોરચા પર અડીખમ ઊભી કરી

ધારાસભામાં કામ કરતા સ્વરાજ પક્ષે આ વખતે એક નોંધપાત્ર પગલું હાથ ધર્યું તે તેના નેતા સ્વ૦ મોતીલાલ નેહરુ પરથી જેને 'નેહરુ રિપોર્ટ' કહેવાય છે તે તૈયાર કરવાનું હિંદને સ્વરાજ આપવા માટે ૧૯૧૯ પછી દસે વરસે નવો હપતો આવશે તે વખતે બધા પક્ષો મળીને કાંઈક એકીકૃત વિચાર રજૂ કરે તો સારું, એ વિચારથી એક સર્વપક્ષીય પરિષદ રચાઈ અને તેના તરફથી આ નિવેદન તૈયાર થયું રાજદ્વારી વિચારના વિકાસમાં આ નિવેદન એક મહત્ત્વનો માર્ગ-સ્તંભ ગણાયો કોમી એકતાની દિશામાં, આ પદ્ધતિએ અગાઉ ૧૯૧૬માં લખનૌ કરાર થયેલો, તેને મળતી આ કારવાઈ હતી પણ આ વેળાએ કુદરતે બીજો જ નિરધાર કર્યો લાગે છે મુસ્લિમ નેતાઓએ તેમની પરિષદમાં નેહરુ રિપોર્ટનો વિચાર કરી તેને અનુકૂળ મત ના બનાવ્યો બીજી તરફથી સરકારે એનાથીય ચડે એવી સ્થિતિ પેદા કરી, કે જેમાંથી નવી જ દમે ક્રાંતિ જાગી

૮

અમૃતસરના જલિયાંવાલા બાગને મળતા અપમાનની [illegible] ગણી તે સાયમન કમિશનમાં કેવળ ગોરાઓની નિમણૂક અને હિંદી પ્રજાની અવગણના આનો બહિષ્કાર કરવામાં આવ્યો મુસ્લિમ લીગ, મવાળ પક્ષ સૌ આમાં એકમત હતા પ્રજાએ તેને જબરદસ્ત મક્કમતાથી ઊજવ્યો પ્રજાના એક પ્રથમ હરોળના નેતા, લાલા લજપતરાયનું એમાં બલિદાન થયું જેના તણખા આગળ શ્રી ભગતસિંહ અને એના મિત્રોના કિસ્સામાં ઊડ્ય

કોંગ્રેસે 'સંસ્થાનિક સ્વરાજ' — 'ડોમિનિયન સ્ટેટસ' — નો આદર્શ સ્વીકારીને નવા સુધારા જે વિચારાતા હતા, તે વિચારવા તૈયારી બતાવી. અંગ્રેજ હિંદી પ્રધાન લૉર્ડ બર્કનહેડે જવાબ આપ્યો કે, તે આદર્શ તો હિંદમાં ક્યારનો અમલમાં છે! અંગ્રેજોની શુભેચ્છાના હેતુ વિષે ગાંધીજીનો જે વળગેલો ભ્રમ આ જાણીને ભાંગ્યો અને ૧૯૨૯–૩૦માં લાહોરમાં કોંગ્રેસે તેનુ કલકત્તા એકનુ ધ્યેય ફેરવીને, 'પૂર્ણ સ્વરાજ' ધ્યેય જોઈએ — એમ એમનીથી નક્કી કર્યું. હિંદનો નવજુવાન વર્ગ અને વૃદ્ધજન વર્ગ આ રીતે એક બન્યો. પં. મોતીલાલે કોંગ્રેસનુ નેતૃત્વ બીજે વર્ષે શ્રી જવાહરલાલને સોંપ્યુ. ૧૯૩૦માં આદરાયેલી યાત્રા ક્રમે ક્રમે તેની મુખ્ય મજલ કાપીને પૂર્ણ સ્વરાજની ઊંચી ધાગી પમાર ખગવા તરફ વળી. લાહોરનો સ્વાતંત્ર્ય ઠરાવ સ્વરાજ્યયાત્રાનો મહાન માર્ગદીપ બન્યો. એણે હિંદી પ્રજાને ૨૬મી જાનેવારી ૧૯૩૦ના રોજ શપથ આપ્યા કે જેને આધારે દેશે 'આખરી ફેંસલા'ની તેની લડત આદરી. આ ઠરાવ આજેય યાદ કરવા જેવો છે —

> અમે માનીએ છીએ કે જેમ બીજી કોઈ પણ પ્રજાનો તેમ હિંદુસ્તાનની પ્રજાનો પોતાનુ તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતના ફળ ભોગવવાનો અને સામાન્ય સુખસગવડોમાં રહેવાના સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક છે અને એમ માનીએ છીએ કે જો કોઈ પણ રાજ્ય કોઈ પણ પ્રજાના આ જન્મસિદ્ધ હક છીનવી લઈને તેના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો પણ જન્મસિદ્ધ હક છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારે હિંદી પ્રજાનુ સ્વાતંત્ર્ય હરી લીધુ છે એટલુ જ નથી, પણ દેશના કરોડો ગરીબોને ચૂસીને પોતાનુ રાજ્ય ચલાવ્યુ છે અને દેશનુ આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વાળ્યુ છે. એટલે અમે માનીએ છીએ કે હવે હિંદી પ્રજાએ આ રાજ્યની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે.
>
> દેશનુ આર્થિક સત્યાનાશ કેવુ વળ્યુ છે તે જોઈએ. આપણી પાસે જેટલુ મહેસૂલ ઉઘરાવવામાં આવે છે તે આપણી આવકની સાથે

સરખાવતાં ઘણું હદ ઉપરાંત છે આપણી સરકારી આવક રોજની સાત પૈસા છે, અને આપણે જે ભારે કર તરીકે લીએ તેના ૨૦ ટકા જમીન મહેસૂલ પેટે ભરીએ છીએ, જે ગરીબ ખેડૂતોને ભરવા પડે છે, અને ત્રણ ટકા મીઠાના કર પેટે છે, તે પણ ગરીબોના જ પેટમાંથી નીકળે છે

"કાંતણ જેવા ગૃહઉદ્યોગો ગામડાંમાંથી નાશ પામ્યા છે, જેને પરિણામે ખેડૂત વર્ગને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના બેકાર રહેવું પડે છે કારીગરીના નાશને લીધે તેમની બુદ્ધિ જડ થઈ ગઈ છે અને જે ઉદ્યોગો નાશ પામ્યા છે તેને બદલે બીજા નવા ઉદ્યોગ, બીજા દેશોમાં થયું છે તેમ દાખલ કરવામાં આવ્યા નથી

"જકાત અને નાણાં વિષે એવો પ્રપંચ રચવામાં આવ્યો છે કે, ખેડૂતો ઉપરનો બોજો વધતો જ ગયો છે વિલાયતમાં બનેલો માલ જ મુખ્યત્વે આપણા દેશમાં આયાત થાય છે જકાતની ગોઠવણ જોઈશું તો જણાશે કે, બ્રિટિશ માલ પર ઓછામાં ઓછી જકાત છે વળી જકાતમાંથી આવતું મહેસૂલ ગરીબની ઉપરનો બોજો ઓછો કરવાને વપરાતું નથી પણ અતિશય ખર્ચાળ રાજ્યતંત્ર ચલાવવાને માટે જ તેનો ઉપયોગ થાય છે હૂંડિયામણનો દર એથી પણ વધારે મનસ્વી છે એમાં એવી યુક્તિપ્રયુક્તિ થઈ છે કે, પરિણામે કરોડો રૂપિયા દેશમાંથી તણાઈ ગયા છે

"રાજકીય દૃષ્ટિએ હિંદુસ્તાનની સ્થિતિ આજે બ્રિટિશ સત્તા તળે જેવી થઈ પડી છે તેવી અગાઉ કદી નહોતી સુધારાઓને નામે જે અપાય છે તેથી પ્રજાને ખરી રાજસત્તા જરી મળી નથી પરદેશી સત્તા આગળ આપણામાંના મોટા માથાઓને પણ માથું નમાવવું પડે છે છૂટથી વિચાર દર્શાવવાના અને છૂટથી સભાઓ ભરવાના હક આપણી પાસેથી છીનવી લેવામાં આવ્યા છે અને આપણા દેશબંધુઓમાંના ઘણાને દેશવટો ભોગવવો પડે છે અને પોતાને દેશ આવવાની છૂટ રહી નથી રાજ્યકાર્યશક્તિનો આપણામાંથી સંપૂર્ણપણે હ્રાસ થયો છે અને પ્રજાના સામાન્ય વર્ગને કારકુની અને પટાવાળાગીરી કે મહેતાગીરીની નોકરી સિવાય બીજી નોકરી રહી નથી

"સંસ્કૃતિની દૃષ્ટિએ બ્રિટિશ રાજ્યની અસર વિચારીએ આપણા દેશની સંસ્કૃતિ કેવી હતી તેનું ભાન ભૂલી આપણને નવી કેળવણીએ પશ્ચિમ તરફ જોતા કરી દીધા છે અને આપણને તાલીમ જ એવા પ્રકારની મળી છે કે આપણી બેડીઓ તોડવાને બદલે આપણને તે ભાવી ગઈ છે

"આર્થિક રીતે જોતા આ રાજ્યે બળાત્કારે આપણી પાસેથી હથિયાર છીનવી લીધા છે, તેથી આપણે નામર્દ બની ગયા છીએ, અને આપણા દેશમા પરદેશી લશ્કર આણી જમાવી પડ્યુ છે તેણે અન્યાય અને અત્યાચારની સામે થવાની આપણી શક્તિનો નાશ કર્યો છે, અને આપણામા એવી બીકના દાખલ કરી છે કે, આપણે એમ માનતા થઈ ગયા છીએ કે, પરદેશીઓના વિના આપણથી આપણો પરસ્પર વ્યવહાર ન ચલાવી શકાય, પરદેશી પ્રજાના હુમલા સામે બચાવ ન કરી શકાય, એટલુ જ નહી પણ આપણા ઘર અને કુટુબનુ ચોર, લુટારા અને દુષ્ટ માણસોની સામે રક્ષણ પણ ન કરી શકાય

'આપણા દેશનુ આવુ ચતુર્વિધ સત્યાનાશ જે રાજ્યે વાળ્યુ છે તે જાણ્યા પછી, તે રાજ્યને વધારે વાર તાબે રહેવામા મનુષ્ય અને ઈશ્વરનો આપણે ગુનો કરીશુ, એમ અમારો સ્પષ્ટ અભિપ્રાય છે પણ અમે એ પણ માનીએ છીએ કે, અમારો સ્વાતન્ત્ર્ય મેળવવાનો અતિશય કાર્યસાધક માર્ગ હિંસાનો નથી, પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારની આપણી ઇચ્છાએ ચાલતો વહેવાર છોડીને એ રાજ્યમાથી છૂટવાની તૈયારી કરીશુ અને સવિનય કાનૂન ભંગ (જેમા કર ન ભરવાનો સમાવેશ થાય છે તે) તેને માટે પણ તૈયારી કરીશુ અમને ખાતરી છે કે, જો આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેચી લઈએ અને ગમે તેટલી ઉશ્કેરણી છતા હિંસા કર્યા વિના કર ભરવાનુ બધ કરીએ, તો આ અમાનુષી રાજ્યનો અત આણવો અવશ્ય આણી શકીશુ

'એટલે અમે આજે હૃદયપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ કે, પૂર્ણ સ્વરાજ્ય સ્થાપવાને માટે મહાસભા વખતોવખત જે સૂચનાઓ બહાર પાડશે, તેનો અમે અમલ કરીશુ"

૧૮૮૫મા કોંગ્રેસ સ્થપાઈ ત્યારથી માડીને દેશને જે અનુભવો થયા એનો નિચોડ જાણે કે આ ઠરાવમા ઊતર્યો રાષ્ટ્રે એકીઅવાજે તેને વધાવી લીધો ભણેલા વર્ગોમા કેટલાક એ સામે ગણગણતા હતા એમ ખરુ, પણ દુદુભિના અવાજમા એ તૂતી પણ ન કહી શકાય.

૧૯૧૫મા ગાંધીજી આવ્યા, ૧૯૩૦મા તેમણે હિંદની સ્વાતન્ત્ર્ય-યાત્રાનો માર્ગ સાફ કરી તેની સ્પષ્ટ વ્યાખ્યા દેશને અને દુનિયાને

પણ આપી હિંદમા અંગ્રેજી રાજ્યનું સ્વરૂપ એક મહાન પ્રજાની સર્વતોમુખી બરબાદી કરે એવું છે, અને માનવજાત પર આ એક મોટી આફત છે, તેને શાંતિ અને ન્યાયને રસ્તે દૂર કરવામા જગતની અને અંગ્રેજોની પણ એક આડકતરી સેવા રહેલી છે આના વ્યાપક પાયા પર હિંદસ્વરાજની લડતને મૂકવામા આવી અને આખી પ્રજા તે ઉપાડવાને માટે એકામ બની ૧૯૩૦ થી હિંદના ઇતિહાસનુ નાનું સ્વાતંત્ર્યસંગ્રામને ભરતગિયે નીકળ્યુ

## ૮

## આખરી ફેંસલો

**[સ્વરાજયાત્રાની ૧૯૩૦ થી ૧૯૩૮ સુધીની મજલ]**

### ૧

### ગોળમેજી પરિષદ અને મીઠાનો સત્યાગ્રહ

સાઇમન કમિશનની યુક્તિ અફળ ગઈ એટલે નવા સુધારા વિષે વિચાર કરવાને માટે પાર્લમેન્ટ તરફથી બીજો માર્ગ જાહેર થયો, તે ગોળમેજી પરિષદ બોલાવવાનો લોર્ડ અર્વિને હિંદના વાઇસરૉય તરીકે ૧૯૨૯ના ઓક્ટોબરના અંતમા જાહેર કર્યું કે, ઇંગ્લેંડના અને હિંદના પ્રતિનિધિઓની પરિષદ બોલાવવામા આવશે અને તેમા રાજકીય સુધારાનો વિચાર કરાશે તેના ધ્યેય તરીકે "ડોમિનિયન સ્ટેટસ" માન્ય રાખવામા આવ્યું પરંતુ આ પગલું પણ સીધું પાર ન પડ્યું

આ જાહેરાત પછી અમુક પ્રસંગે બોલતા બ્રિટિશ પાર્લમેન્ટના હિંદી વજીર લોર્ડ બર્કનહેડે એવું કહ્યું કે, આ સ્ટેટસને ધોરણે હિંદનું રાજવહીવટી કામ કરવાનું તો ક્યારનું અમલમા આણેલું છે! કુદરતી રીતે હિંદને આથી આશ્ચર્ય થયું એટલે ઉપર આપણે જોયું કે, ઈ સ ૧૯૩૦ની પહેલી તારીખે કોંગ્રેસે લાહોરમા ચોખ્ખું કરી કે, અમને 'પૂર્ણ સ્વરાજ' જોઈએ

આમ કૉંગ્રેસ ગોળમેજી પરિષદના વિચારમાં જોડાઈ નહીં બીજી બાજુ મવાળ પક્ષના નેતાઓએ આ નવી રીત પસંદ કરી અને તેઓએ તેમાં જોડાવા ખુશી બતાવી કૉંગ્રેસ સિવાય બીજા બધા તેમાં જોડાયા

બ્રિટિશ સરકારે આ યુક્તિ રમવાને માટે જુદી રીતે દાવ માંડ્યો તેણે હિંદના પ્રતિનિધિઓ નીમવામાં ભારે કારીગરી બતાવી હિંદ એટલે કોમો જાતિઓ, ભાષાઓ ઇ૦થી ભિન્નભિન્ન એવો પ્રજાસમૂહ છે, એ માન્યતા તેણે સારી રીતે કેળવી હતી હિંદના પ્રતિનિધિઓ પસંદ કરવામાં એનો આધાર લેવાયો અને એ દ્વારા એ માન્યતાને આ પરિષદની રચનામાં મૂર્તિમંત કરવા સારી હોશીયારી બેર તકેદારી રખાઈ

કૉંગ્રેસે સ્વાતંત્ર્યના લાહોર ઠરાવ મુજબ સ્વરાજની લડત ઉપાડવા તરફ પોતાની શક્તિ વાળી દાંડી કૂચ અને મીઠાનો સત્યાગ્રહ તેનું કે ન્દ્ર બન્યા દેશભરમાં સત્યાગ્રહની લડત જોરથી શરૂ થઈ

આ લડત માર્ચની ૧૨ મીએ દાંડી કૂચથી શરૂ થઈ, ત્યારે તો સરકારે એ બહુ હસવામાં કાઢ્યું પણ થોડા જ માસમાં તે એમાંથી જાગ્રત થઈ ગઈ અને ગાંધીજીને પકડ્યા અને દમનનો કોરડો દેશમાં છૂટોદોર શરૂ થઈ ગયો પહેલી ગોળમેજી પરિષદ ૧૯૩૦ના નવેમ્બરમાં વિલાયતમાં મળી ત્યારે દેશની પ્રજા તો પૂર્ણ સ્વરાજ મેળવવાને માટેની લડતમાં આમ રોકાઈ હતી! પરિષદનું સ્થાન લડત છોડીને જ હેડે પેટે ત્યાં ભળી રહી રાજ પ્રતિનિધિ તરીકે ગયેલા લોકોની દશા જરૂર વિચિત્ર કરતી હતી

આ લડતે લોકોએ 'આખી દેશના ની લડત કરી' તેની શરૂઆતમાં ગાંધીજીએ હિંમતવાળી શુભ ટોળી અર્પણ કરી હતી તે અહીં નોંધપાત્ર ગણાય તેમણે કહ્યું કે સારી રીતે તમે શાંત રહીને તપ આપો તે દ્રોહીએ આને માન આપ્યું અને કેટલાક તો આ લડતમાં જોડાયા પણ

ગોળમેજીની બરી મળીને નવું એક્કો થઈ તેમાની પહેલી બેઠકમા સારી પેઠે વિચારો થયા પણ કોંગ્રેસના પ્રતિનિધિત્વ વગરની તે હોઈને 'નર વિનાની જાન' જેવુ લાગતુ હતુ તેથી બીજી બેઠકમા કોંગ્રેસને બેચવા સમુ-જ્યમ્બર-પ્રયત્નો થયા પરિણામે ગાધી ઇર્વિન કરાર થયો ને ૧૯૩૧મા કોંગ્રેસ કરાચીમા મળી દિલ્ના પ્રતિનિધિઓ તરીકે બ્રિટિશ મુત્સદ્દીઓએ યુક્તિભેર જે પથરાગી શેતરજ રચી હતો, તેના ગર્ભિત જવાબ રૂપે કોંગ્રેસે બીજી બેઠકમા એકલા ગાધીજીને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલવાનુ નક્કી કર્યું

આ સમયે પણ દેશના રાજકર્તાઓનુ માનસ કેવુ હતુ તે બતાવતી એક ઘટના નોધવી જોઈએ ભગતસિંહ અને તેના સાથીઓને દેહાતદડની ક્ષમા આપવાની વાત આખા દેશના અવાજને જોરે ગાધીજીએ પોતે કરી છતા તે વાઈસરોયે ના જ માની અને કરાચીમા કોંગ્રેસ મળે તે જ ટાણે તેમને ઝપાઝપ ફાંસીએ ચડાવ્યા! ગાધીજીના અજબ નેતૃત્વને લઈને દેશ આ કડવો ઘૂંટડો ગળી ગયો ને દેશના એકમાત્ર પ્રતિનિધિ તરીકે ગાધીજી વિલાયત ગયા

ઇતિહાસપ્રવાહ આટલે આવ્યો તે દરમિયાન ઇર્વિનને બદલે વિલિંગ્ડન વાઈસરોય તરીકે આવ્યો હતો એ નોધપાત્ર એટલા માટે છે કે, તેને ગાધીજી અને ઝીણા બન્ને પરિચિત હતા — તે મુબઈમાં ગવર્નરપદે હતો ત્યારના શ્રી ઝીણા આ કાળમા વિલાયત ચાલ્યા ગયા, અને ગાધીજીને બીજી ગોળમેજીમા વિલિંગ્ડને મો ત્યા તો ખરા, પણ પછી ૧૯૩૨થી પાછો દમનયુગ જોરથી શરૂ કરીને તેમને જેલમા મૂકી દીધા ત્રીજી ગોળમેજી પરિષદ થઈ ત્યારે પહેલી પેઠે, ગાધીજીને જેલમા જ પાછા પહોચાડી દીધેલા હતા

બીજી ગોળમેજી પરિષદમા કોંગ્રેસ જોડાઈ, તેથી પહેલી કરતા તે આપોઆપ ખૂબ જ મહત્ત્વની બની ગઈ પણ પરિણામની દૃષ્ટિએ તે અફળ ગઈ દેશના અપમાનનો કડવો 'છેલ્લો કકરો' પીવો

પડશે, એમ સમજીને જ ગાંધીજી ગયા હતા કોંગ્રેસને માટે પણ એ અણધાર્યું કે ખ્યાલ બહારનું નહોતું કોંગ્રેસના કેટલાક નેતાઓ એ સમજીને જ જાણે ચાલતા હતા તેઓ સરકાર જોડેના વહેવારમાં પહેલાની પેઠે જ રોકડી વાત કરતા તેથી ગાંધીજી વિલાયત હતા તે વખતે પણ સરકારે તેના દમનનો સામાન્ય નિયમ ચાલુ જ રાખ્યો હતો ગાંધીજી ૧૯૩૨ના પ્રારંભમા દેશ આવ્યા ત્યારે વાતાવરણ આમ તંગ હતુ સરકારે જવાહરલાલ તથા અબ્દુલ ગફાર ખાન બંનેને જેલમા મૂકી દીધા હતા

ગોળમેજીમા ગાંધીજીએ કોંગ્રેસને નામે પોતે આખા દેશના — મુસલમાનો તથા અસ્પૃશ્ય કોમના સુધ્ધા — પ્રતિનિધિ છે, એવો દાવો કર્યો હિંદની બહાર આ દાવો કદાચ બરાબર ન લાગે, પણ હિંદમા જઈને તેની ખાતરી કરી શકાય, એમેય કહ્યુ આ સામે ડૉ આંબેડકરે અસ્પૃશ્ય કોમને નામે અને આગાખાન વગેરેએ મુસલમાનોને નામે પડકાર કર્યો છતા ગાંધીજી એને વળગી રહ્યા અને કોંગ્રેસના રાષ્ટ્રવાદી મુસ્લિમોને બોલાવ્યા જ નથી, એ સાફ શબ્દોમા કહ્યુ વાત તો સાચી હતી તેમને બોલાવી શકાય, પણ સરકારે બોલાવેલા મુસ્લિમ પ્રતિનિધિઓએ તેની સામે ખૂબ વિરોધ કર્યો બ્રિટિશ રાજકીય દળો — ખાસ કરીને રૂઢિચુસ્ત પક્ષ — આમા પડદા પાછળ કામ કરી જ રહ્યા હતા, જેથી કોંગ્રેસ પાડી પડે. એટલે એ વાત બીની સકેલાઈ

હિંદના ભાગના કરી નાખવાની બ્રિટિશ નીતિ આગળ ચાલી આંબેડકરે હરિજનો માટે જુદો મતાધિકાર માગીને, ૧૯૦૬મા આગાખાન આદિ મુસલમાનોએ ભરેલા પગલાની નવી બીજી આવૃત્તિ બહાર પાડી. એમ એક નવો કોમી વિભાગ ખડો થયો

આ પરિષદમા દેશી રાજાઓના પ્રતિનિધિ પણ હતા! તેઓ પ્રજાના પ્રતિનિધિ તો ન કહેવાય. તેથી તે તેમની મર્યાદામા રહ્યા

ખ્યા, દિદ સ્વરાજમા એમનોય એક પક્ષ છે, જેમનો વિચાર કરવો જોઈએ, એ મુદ્દો જરૂર પડેલ રહેલો રાજદારી મેનરંજપદ ઉપર મુકાયો દેશી રાજ્યોના સવાલમા બ્રિટિશ હિંદની પ્રજાના આગેવાનો સામાન્ય રીતે અત્યાર સુધી પડતા ન હતા; તેમને માટે આ બ્રિટિશ દાવ પડકાર રૂપ થઈ પડ્યો. પરિણામે દેશી રાજ્યોમાં પણ સ્વરાજની હિલચાલ વધુ વ્યાપક રૂપે હવે ખડી જાગી.

આમ બ્રિટિશ મુત્સદીઓએ, હિંદના પ્રતિનિધિત્વ તરીકે, ભાત ભાતની આડીપૂંટીવાળી તેની ભાગવાર્તાતિને આધારે જે બાજી ગોઠવી હતી, તેનું પ્રદર્શન જગત આગળ ગોળમેજી દ્વારા ઠીક થયુ, પણ અંતિમ ફળને નામે જોતા, તેની ગોળમેજી પરિષદની યુક્તિ પણ અફળ ગઈ ખ્યા સુધારા આપવાનુ કામ તો આગળ ચલાવવુ જ જોઈએ, એટલે કોમી ચુકાદો આપીને તથા હરિજનોને સવર્ણ હિંદુઓથી જુદા મતવિભાગ આપવાનુ જાહેર કરીને ગોળમેજીનુ કામ સમેટી લેવાયુ તેમાનો બીજો ચુકાદો ગાંધીજીએ જેલમા રહીનેય અનશન દ્વારા સુધરાવ્યો અને રદ કરાવ્યો તેના ફળરૂપ તરીકે, ૧૯૩૨ ના સપ્ટેમ્બરમાં મુંબઈ મુકામે હિંદુઓની સભાએ, ૫૦ માલવિયા ૭૦ નેતાઓની આગેવાની તળે, અસ્પૃશ્યતાનિવારણ માટે હરિજન સેવક સંઘની સ્થાપના કરી હિંદુમુસલમાન ઝઘડાનો કોમી ચુકાદો ઊભો રહ્યો

સુધારાનો નવો કાયદો કરવાનુ કામ, કોંગ્રેસને જેલમા રાખીને, હિંદી વજીર તરીકે સર સેમ્યુઅલ હોરે પૂરું કર્યું (બીજી પરિષદ બાદ થોડા વખતમા વિલાયતમા મજૂર પક્ષનુ પ્રધાનમંડળ જઈને પાછુ રૂઢિચુસ્ત ટોરી પક્ષનુ પ્રધાનમંડળ આવી ગયુ હતુ) ૧૯૩૫નો સુધારાનો કાયદો થયો અને કોંગ્રેસને પાછી કેદમાથી છોડવામા આવી કોંગ્રેસે પાછુ ઈ સ ૧૯૨૫ ના આગના દસકાની પેઠે 'પુનશ્ચ હરિઃ ઓમ્' શરૂ કર્યું. પણ આ વખતનો ઉપક્રમ જુદી જ પરિસ્થિતિમા ચાલવાનો હતો

૨

## કૉંગ્રેસ સમાજવાદી પક્ષનો ઉદય

કૉંગ્રેસના બીજા ૧૯૩૦–૩૫ના ગાળામાં એક નવો નાનકડો પ્રવાહ જાગ્યો તે સમાજવાદી વિચારનો. રશિયાના અનુકરણમાં હિંદમાં સામ્યવાદી પક્ષ તો અગાઉથી ચાલતો આવ્યો હતો તથા ૧૯૨૪–૫માં સ્વ. શ્રી. મકવનલાલ જેવાએ તેમાં કૉંગ્રેસ પણ ગાંધીજી રસ લે એવો ગાળો પણ નાખી જોયો હતો. પરંતુ ગાંધીજીએ સાફ શબ્દોમાં પોતાની નીતિ ધરમૂળે તેનાથી જુદી જ છે, એમ સ્પષ્ટ કરેલું. સામ્યવાદીઓ તેમ જ સામ્યવાદીઓ સામે કૉંગ્રેસને પૂર્વ–પશ્ચિમવત્ વિરોધ છે, એ ચોખ્ખટ હિંદના રાજકારણમાં બહુ અગાઉથી થઈ ગઈ હતી. રશિયાના અનુયાયી આ પક્ષે પણ ગાંધીજીના રાજકારણને વખોડ્યું અને સામેનું જ ગણેલું છે. હવે જે નવો પક્ષ કે વિચાર સમાજવાદને નામે જાગ્યો, તે કૉંગ્રેસમાં જ કામ કરતા અમુક નવજુવાનવર્ગમાંથી હતો. તેણે કૉંગ્રેસમાં રહીને ઈ. ૧૯૪૮ સુધી કામ કર્યું, ત્યાર બાદ તે તેમાંથી નીકળ્યો અને તેનું સ્વતંત્ર સંગઠન તથા ક્ષેત્ર સ્થાપ્યું, જે વિષયમાં અહીં જવાનું કે નહિ.

આ નવા વિચારને પં. જવાહરલાલ પસંદ કરતા હતા,— જોકે તે એ પક્ષમાં જોડાયા નહોતા. ૧૯૩૬માં તેમણે કૉંગ્રેસના પ્રમુખપદેથી આ વિચારને વેગ આપ્યો અને તે વિચારણાને અનુસરી કેટલીક વાતો પણ દેશમાં વહેતી મૂકી. જેમ કે, એમણે એમ કહ્યું કે, ખાદી સવાલ તથા અસ્પૃશ્યતાનો મંદિરપ્રવેશ ઇ૦નો સવાલ મૂળે આર્થિક છે, અને તેનો તે રીતે વિચાર કરીને ચાલવું જોઈએ. આ વસ્તુ ગાંધીજીની પ્રવર્તાવેલી વિચારણાથી જુદી પડતી હતી. માર્ક્સવાદને ધર્મ જેવાં સૂક્ષ્મ અંગો સામે સૂગ અને વિરોધ છે. જવાહરલાલજીનો ઉપરનો વિચાર એ મૂળમાંથી પ્રેરાયેલો જણાય. આ લાઇનથી વિચારી 'મુસ્લિમ આમસંપર્ક' જેવા કાર્યક્રમ પણ રજૂ કર્યા. પણ એ થોડા વખતમાં જ આછા નીવડ્યા, તેના ધાર્યાથી ઊલટા પરિણામ આવ્યાં, અથવા કહો કે અમલમાં કાંઈ લેખાપાત્ર જોર એ વિચારો ન પકડી શક્યા.

આપણે ઉપર જોયું કે, હિંદની આ કાળની રાજકીય ભૂમિકાના મુદ્દા નીચેના હતા —

૧ કૉંગ્રેસે દાવો કર્યો કે, અમે આખા હિંદનું પ્રતિનિધિત્વ ધરાવીએ છીએ તે દાવો સિદ્ધ કરવાનો હતો

૨ મુસ્લિમ લીગે આની સામે કહ્યું કે, અમે મુસ્લિમ પ્રતિનિધિ સંસ્થા છીએ કૉંગ્રેસના ગણતર રાષ્ટ્રવાદી કહેવાતા મુસલમાનોને એ હક નથી આગળ જતાં લીગે આ વર્ગના મુસ્લિમ નેતાઓને સારી પેઠે ઉતારી પાડતાં વેણ પણ કાઢેલાં, એ જાણીતી વાત છે

૩ દેશી રાજાઓનો એક અલગ વર્ગ હિંદની પ્રગતિમાં ગણનામાં આવ્યો હતો 'ચેમ્બર ઑફ પ્રિન્સિઝ' નામની તેમની એક સંસ્થા સરકારે રચી

૪ નવો સુધારાનો કાયદો પાસ થયો હતો તે પ્રત્યે હવે કેવું વલણ લેવું, એ પણ એક મુદ્દો, પાંચ છ વરસે, સાકારરૂપે આગળ આવીને ઊભો થતો હતો

૫ હરિજનોમાં આંબેડકર-પક્ષ જાગ્યો હતો, કે જે યરોડા-કરારની મર્યાદામાં રહેવા છતાં, કૉંગ્રેસથી જુદો પડીને પોતાનું કામ કરતો હતો પરંતુ લીગની પેઠે તેને અલગ મતાધિકાર નહોતો મળ્યો, એ એક તેના રાજકારણમાં મોટો ફરક પાડનારી બીના હતી *

આ પરિસ્થિતિમાં મુસ્લિમ આમ સંપર્કની વસ્તુ લીગને ઊલટી ઉશ્કેરનારી નીવડી કોમી ઉશ્કેરણીના વાતાવરણમાં રાષ્ટ્રવાદી મુસલમાનો તે સંપર્ક સાધવામાં ઝાઝા ગયા નહિ, અને હિંદુ જનતામાં ઇતિહાસ-

*રાજનીતિ અંગે એમ બીજી દિશા પણ અંગ્રેજ સુત્સદ્દીઓ લઈ શકતા હતા, તે આદિવાસી કોમોનું સંગઠન જમાવી તેને રાષ્ટ્ર સામે અલગ ઠેરવવાનું આ વર્ગ અલગ હતો અને મિશનરીઓ તેમાં પડેલા હતા આ સમયે તેઓનો આવો રાજકીય ઉપયોગ કરવા જેટલું કામ આગળ થઈ શક્યું નહોતું એટલે કદાચ આ પગલું ન ભરાયું, અને હરિજન, મુસલમાન, તથા રાજાઓ એ ત્રણ વર્ગ રાષ્ટ્રીય પક્ષ સામા ઠેરવવામાં આવ્યા

જૂની કોમી અણગમાની લાગણી તો હતી જ, કે જેને હિંદુ મહાસભાવાદી માનસ ઉશ્કેરીને તાજી રાખતું હતું.

ગાંધીજીની રચનાપ્રવૃત્તિઓ, એમની નેતાગીરી ફેરવ્યા વગર, જનતા આખીને સંપર્કમાં લાવતી જ હતી. તેમાં ખૂટતી જેવી બાબતોથી તો મુસ્લિમ સંપર્કનું કામ ખાસ રહ્યું હતું. તેને જોર આપવાને બદલે સમાજવાદી ઢબની સંપર્કનીતિ જે લેવાઈ તે વાળી પડી અને ઉલટાં જ પરિણામ તેમાંથી આવ્યાં. સમાજવાદી વિચારણા મૂળે માર્ક્સવાદી અને આર્થિક દૃષ્ટિવાળી જ હોય છે, એ એમાં કારણ હોય.

હવે આ બાબતમાં બીજું નવું જ બળ અને નવી જ ભૂમિકા પડે છે. વિલિંગ્ડન ઈ.સ. ૧૯૩૫માં ગયા પછી લૉર્ડ લિનલિથગો વાઇસરૉય થયો. શ્રી ઝીણા પણ એ વખતના વિલાયતનિવાસ પછી પાછા દેશ આવ્યા. તે ગાળામાં તેમણે ત્યાંના રાજપુરુષો તથા મુત્સદ્દીઓ જોડે શી વિચારસંકલના કે ગાંઠનિર્ણીતિ વિચાર્યાં હશે, એ આજે તો અંધારામાં છે. આ પછીના હિંદના ઇતિહાસના એ બાબત મહત્ત્વની તો છે. પણ તે વિષે અત્યારે તો કેવળ અનુમાન જ કરવાનું રહે છે. હિંદ છોડી વિલાયત જઈ વકીલાત કરીને ત્યાં કાયમ રહેવા ગયેલા ઝીણા-સાહેબ ૧૯૩૫ પછી પાછા આવ્યા અને લીગના સરતાજ બની ગયા એ હકીકતમાં ગૂઢ બીજ હોય તો તે અત્યારે તો ઇતિહાસને અણજાણ્યાં જ છે ને કેટલોક કાળ તેવાં રહેશે.

## ૩

## પ્રાંતિક સ્વરાજનો નવો સુધારો

૧૯૩૫માં બ્રિટિશ પાર્લમેંટે હિંદને માટે નવા રાજ્યબંધારણનો કાયદો પસાર કર્યો. એનાથી એક એવું પ્રકરણ પેદા થયું કે જે બ્રિટન તેમ જ હિંદ બંનેને માટે અણધાર્યું હતું. હિંદને માટે એ પગલું પૂર્ણ સ્વરાજના પોતાના નિશ્ચયની દૃષ્ટિએ ઊણું, અધૂરું, અને અણગમતું હતું એટલું જ નહીં, તે અપમાનજનક લાગતું હતું એને,

ગાડુ ગડુ તો, પોતાનું બળ વધારી આગળ જવાના પગથિયા તરીકે જ તે ખપમાં લઈ શકે

બ્રિટનને માટે એ એક નવો પ્રયોગ હતો તે એમાંથી એ જોવા ચાહતું હતું કે, હિંદની જાગ્રત પ્રજા—રાજદ્વારી હિંદ ઉપર આ નવા સુધારાની શી અસર થાય છે તેને મન દાણો દાબી જોવાની વાત હતી અને તેથી તેનું આ નવું પગનું પૂરું નહોતું ઊપડતું, પણ થડકાતું હતું

નવા સુધારાના બે ભાગ હતા—૧ પ્રાંતિક સ્વરાજનો ભાગ, જેમા આગના સુધારાની બેવડી સત્તાની રીત રદ કરી પ્રાંતીય પ્રધાનોને બધું કામ સોંપવાનું યોજવામાં આવ્યું હતું ૨ વડી સરકારને માટે સમવાયી ઢબનું તંત્ર—'ફેડરેશન', જેમા દેશી રાજાઓ પણ હોય આ બીજો ભાગ તરત અમલમાં ન આવે, પહેલો ભાગ આવે, અને તે પછી બીજા ભાગનો આરંભ યોગ્ય વખત જોઈને થાય,—એવી જોગવાઈ કાયદામાં હતી આ બીજો ભાગ અંતે અમલમાં ન જ આવ્યો, અને હિંદની આગેકૂચ જુદા જ રાહ પર ગઈ, કે જેમાંથી ૧૯૪૭માં, દેશના બે ભાગ પડવા છતાં, પૂર્ણ સ્વતંત્રતા આવી રહી

પ્રાંતોમાં ૧૯૩૫ના નવા સુધારા મુજબ ચૂંટણીઓ થઈ નવો કાયદો રચનાર બ્રિટિશ હિંદી વજીર સર સેમ્યુઅલ હોર પોતાની યોજના વિષે એવો ભરોસો ધરાવતો હતો કે, કોંગ્રેસ ભાગ્યે સારી રીતે જીતે પણ ચૂંટણીનું પરિણામ એવું આવ્યું કે, ૧૧ માંથી લગભગ ૯ પ્રાંતોમાં તે બરાબર ફાવી તેમાંના ૫ માં ચોખ્ખી બહુમતી આવી, ૪ માં સૌથી મોટી પક્ષસંખ્યા આવી, સિંધ પંજાબમાં લઘુમતીમાં રહી બ્રિટિશ મુત્સદ્દી ગાડું આમ પહેલું જ ઘોંચમાં પડી ગયું કોંગ્રેસને ૧૯૩૦-૫ દરમિયાન દબાવવા નાકનાર બ્રિટિશ મુત્સદ્દીઓને આ જવાબ વસમો પડે, એ ઉઘાડું છે પરંતુ હવે તેમાં તેઓ કાંઈ કરી શકે એમ નહોતું કોંગ્રેસે આગળ કામ લેવા માંડ્યું.

૧૯૩૪ પછી ગાંધીજી કોંગ્રેસના ચારઆના સભ્ય રહ્યા નહિ. છતા તેમની સલાહ તો કોંગ્રેસને મળતી જ હતી એટલુ જ નહિ, બિહારમા મહાનીકપની મહા આફતમાથી દેશને સ્વસ્થતાપૂર્વક પાર ઉતાર્યા બાદ, પટણામા કોંગ્રેસ મહાસમિતિ મળી તેમા ગાંધીજીએ અગત્યની દેશની નીતિને અંગે એક મહા મેરૂ સૂત્ર ઉચ્ચાર્યું કે, 'પાર્લમેન્ટરી કાર્યક્રમ હવે દેશમા ઘર કરે છે, એમ સમજવુ જોઈએ' ૧૯૨૪-૫ મા એના ઇનકારની ચરખામણીમા આ સૂત્ર સારુ બતાવે છે કે, દેશનુ કામ એક દસકામા કઈ રીતે આગેકૂચ કરી રહ્યુ હતુ અને જ પરિણામે, ૧૯૩૫ના કાયદાની રૂએની ચૂંટણીઓ કોંગ્રેસ ભારોભાર મારી ગઈ, અને દેશના કોમી પક્ષો તેમ જ તેમને સંભેરતી રહેનારી બ્રિટિશ સરકારની મુત્સદ્દીમંડળી પણ આ ઘટનાથી ચેતી.

પ્રાંતિક પ્રધાન મંડળો રચાયા તેમા કોંગ્રેસે બ્રિટિશ કેબિનેટ-પદ્ધતિનો ન્યાય ગવર્નરો પાસે કબૂલ કરાવ્યો. આમ ગવર્નર અંધારણીય રીતે માન કરે અને તેના પ્રધાનમંડળની સલાહ મુજબ વર્તે, એ તત્ત્વ સ્વીકારાયુ

## ૪

## સમાજવાદી અને સર્વોદયી દૃષ્ટિઓ

આ વરસોમા કોંગ્રેસનુ નેતૃત્વ જવાહરલાલજી પાસે ગયુ તેમણે સમાજવાદી વલણ જાહેર રીતે બતાવીને કામ લીધુ ચરખા સંઘ ૧૯૨૪ મા કોંગ્રેસે રચેલો, ત્યાર બાદ ૧૯૩૨-૩ મા કોંગ્રેસ જેલમા હેવા છતા દેશે હરિજન સેવક સંઘ* રચ્યો, અને ૧૯૩૪ મા આગળ નવુ પગલુ લીધુ તે ગ્રામોદ્યોગ સંઘની સ્થાપનાનુ, કે જે પછીથી કોંગ્રેસના કાર્યક્રમ સમ્પર્ણની નિવૃત્ત થયા આ દિશામા વળી આગળ

* તે કામને વેગમા રટીને પણ ગાંધીજીએ વેગ આપ્યો અને ૧૯૩૩મા દેશભરમા તે અર્થે પ્રવાસ ખેડ્યો. આ પ્રવાસમા પૂનાના બાબ્બ બન્યા તે એક ચિહ્ન રૂપે નોધપાત્ર છે

પગનુ લેવાયુ તે ગાંધી સેવા સઘની રચના ( ૧૯૩૪-૫ ) અને ત્યાર બાદ બે વરસ પછી હિંદુસ્તાની તાલીમી સઘની સ્થાપના

આ બધા મામો દ્વારા ગાંધીજી એમની કલ્પનાનુ સ્વરાજ રચવા અગે પગલા ભરતા હતા જવાહરલાલજી એમા સાથ દેતા હતા, પણ તેમની શ્રદ્ધા જુદી હતી, — તે સમાજવાદ અને એની રીતિમા શ્રદ્ધા રાખતા હતા અને લખનૌમા પ્રમુખ થયા ત્યારે તે વસ્તુ સાફ બહાર આવી એટલુ જ નહિ, આ ધોરણે દેશની પુનર્ઘટનાનુ કામ કરવા માટે કોંગ્રેસે ૧૯૩૬મા 'પ્લૅનિંગ કમિટી' રચી અને તે કામ તેમના પ્રમુખપદે ચાલ્યુ, જેને પરિણામે સ્વ૦ કે૦ ટી૦ શાહે કેટલાક પુસ્તકો રચીને બહાર પાડ્યા

આ બે૦ ૧૯૫૫ની આવડી કોંગ્રેસ પછી હવે ઉઘાડો અસરકારક બને છે તે જોતા, ઉપરની ૧૯૩૫-૪૦ના કાળની બીનાઓ વિશેષ નોંધપાત્ર ઠરે છે અને અત્યારે કોંગ્રેસનુ સુકાનપદ બે ત્રણ વરસ સુધી વડા પ્રધાનપદ સાથે સયુક્ત રહ્યા પછી, તે શ્રી જવાહરલાલજી ગાંધીજીની નીતિરીતિમા શ્રદ્ધા રાખનાર એવા શ્રી ઢેબરને સોંપે છે, એ પણ એક અર્થગભીર બનાવ, — ૧૯૩૫-૪૦ આ ઇતિહાસની દૃષ્ટિએ જોતા,—ગણાય ૧૯૫૫ થી વડા પ્રધાનને પદેથી જવાહરલાલજીએ પાર્લમેન્ટમા સમાજવાદી ઢબ પ્રમાણાની છે એટલુ જ નહિ કોંગ્રેસે પણ એને અનુસરતો ઠરાવ કર્યો છે આથી કરીને બે નીતિઓના સમન્વિત ઉકેલ વધારે તીવ્ર જરૂરનો બને છે (આજે કોંગ્રેસ સરકાર પરે છે અને જવાહરલાલજી તેના વડા પ્રધાન છે તે વખતે ખાદી ગ્રામોદ્યોગ ૪૦ ની સર્વોદય નીતિ અને 'પ્લૅનિંગ' તથા કૉમ્યુનિટી-પ્રોજેક્ટ, અને યંત્રોદ્યોગોની સમાજવાદી નીતિ — એ બે દૃષ્ટિઓમા રહેલા સૂક્ષ્મ તત્ત્વો ચોખ્ખા થઈ રહ્યા છે અને તેમા રહેલા મૂળભેદોનુ નિરાકરણ માગે છે, એ આપણે જોઈએ છીએ )

ગાંધીજી કોંગ્રેસના રાજકારણમાથી ૧૯૩૫ થી નિવૃત્ત થઈ, સાચુ સ્વરાજ રચવાના કામોમા જતા ગયા હતા, કે જે આમ લોકોમા જઈ

લોકો દ્વારા અને લોકશક્તિ જોરે કરવાનુ હતુ જવાહરલાલજીએ જે ગીતને માર્ક્સ પ્રારભ કર્યો તે 'પ્લૅનિંગ કમિટી' રચવાનો એને મોગ્રેગી પ્રાંતોના પ્રધાનમંડળોએ મદદકાર અને નાણાની મ આપી તે કામ અસમારો અને તેના નાણાની મારફત કરવાને માટે વિચારાતુ હતું સમાજવાદી ગીતનું આ લક્ષણ છે જે અત્યારે આપણે સ્પષ્ટપણે જોઈએ છીએ અને ગીનમા તથ્ય છે, તેને હવે રાજકીય સ્વતંત્રતા આવવાથી ખૂબ વેગ મળી શકે છે મળવો જોઈએ એનો રસ્તો કયો તે મોગાર નુ છે તે વખતે ગાંધીજીએ આ કામમાં કહેનુ એક વાક્ય નોંધવા જેવુ છે કે જો સરકાર ગ્રામોદ્યોગ સઘના મારા નના ગમને સાથ મદદકાર આપે તો હું એક ચમત્કાર કરી બતાવુ એ સહકાર હવે મળે તેમ છે કેમ કે સરકાર ત્યારે તો પારકી હતી — આજે આપણી છે પરંતુ તેમ થતા પહેલાં ઉપર જોતા મળેલી બે પદ્ધતિ ઓમા રહેલા સૂક્ષ્મ ભેદનુ નિરસન અને સમન્વય થવા જોઈએ ત્યારે તો દેશ સ્વતંત્રતાને માટે લડતો હતો એટલે જવાહરલાલજીએ કહેલુ કે કદી જુદા પડવાના નથી મ આ બે નો પ્રશ્ન અત્યારે અપ્રસ્તુત છે એમ તે વરસમા કૉંગ્રેસે એક મનીને સ્વતંત્રતાનું પગનુ પોતાના પ્રાંતિક પ્રધાનમંડળો રચીને આગળ લીધુ અને ત્યારે જાહેર પણ કર્યુ કે સુધારાનો બીજો ભાગ તે બિનકુન નાપસંદ કરે છે અને તેને તે રદ કરાવવા મથશે

તથા હિંદમા કોમી પક્ષોના અને બીજા વિરોધો કે જેનો ઉપયોગ અંગ્રેજો માંહોમાંહે લડાવી મારવામા કરતા હતા તેના ધર મૂળના ઉપાય તરીકે એમ પણ જાહેર કરવામા આવ્યુ કે હિંદના પ્રશ્નનો ઉપાય તેની પ્રજા પુખ્ત મતાધિકારને પાયે પોતાના પ્રતિનિધિઓની બંધારણસભા રચીને જ કરી શકે આ વિચાર યુરોપના ઇતિહાસમાંથી આપણે ઉપાડ્યો અને તેમ કરીને સુધારા વિચારવાને માટેની બ્રિટિશ કમિશનો અને કમિટીઓની રીતને છેવટનો જવાબ આપી દીધો

કૉંગ્રેસની આ પ્રગતિની અસર બીજા રાજદ્વારી પક્ષો પર પણ થયા વગર કેમ રહે? તે એક નોખો વિચાર છે

૯

# બીજું વિશ્વયુદ્ધ અને પ્રાંતિક સ્વરાજનો અંત

બ્રિટિશ પાર્લમેન્ટે બહુ જ આગળથી વિચારીને ૧૯૩૫ના પ્રાંતિક સ્વરાજના સુધારાનું પગલું ભર્યું હતું. જ્યાં તેમાંથી કોંગ્રેસે કુલ ૧૧માંથી ૭ પ્રાંતોમાં પોતાનાં પ્રધાનમંડળ રચીને કામ હાથમાં લીધું, તે આપણે જોઈ આવ્યા.

જુલાઈ ૧૯૩૭થી તે કામકાજ શરૂ થયું, અને ઑક્ટોબર ૧૯૩૯માં તે તદ્દન અણધારી રીતે આટોપાયું. તેનું કારણ ૧૯૩૯નું બીજું વિશ્વયુદ્ધ બન્યું. આમ ૧૯૩૦થી શરૂ થયેલા આખરી ફેંસલાનો પૂર્વરંગ ૧૯૩૯માં પૂરો થયો અને તેનો બીજો આખરી રંગ તે યુદ્ધની દરમિયાનગીરીમાં અને તેની જ ભૂમિકામાં શરૂ થયો, અને યુદ્ધ પૂરું થયું ત્યાર પછી બે વરસમાં તેની પૂર્ણાહુતિ આવી.

૧

બે વરસના પોતાના રાજ્યકાળમાં કોંગ્રેસે કેવું કામ કર્યું તેનો ક્યાસ કાઢવા બેસવાની જરૂર નથી. છતાં સરકાર જોડે બાપૂકની લડતી જ આવેલી સંસ્થાએ ૧૯૩૭માં સરકારી સત્તા પર આવતાં કારભાર કેવુંક સંભાળ્યું, તે નોંધપાત્ર તો ખરું.

એક એવો પક્ષ કોંગ્રેસમાં હતો જે એમ મનાવવા માગતો કે, અમે પ્રાંતિક સરકારો કબજે કરીને તે દ્વારા ૧૯૩૫ના રાજકીય સુધારાના ધારાની અયોગ્યતા સિદ્ધ કરી તેને તોડી નાખવાની ક્રાંતિ કરવા માગીએ છીએ. ૧૯૨૪ના સ્વરાજ-પક્ષ-યુગની વિચારણાની આ દલીલવાળા લોક આ વખતે પણ કાયમ હતા. સ્વ૰ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તેના નોંધપાત્ર અગ્રણી હતા. તે વડી ધારાસભાના પ્રમુખ હતા તે તરીકે તેમણે કોંગ્રેસની તથા હિંદી પ્રજાની અમુક શક્તિનો અચ્છો

પરચો અગ્રેજોને બતાવ્યો હતા હિંદીઓ પોતાનુ કામ સભાળી શકે એમ છે, એ સિદ્ધ કરવામા આવી આવી બીનાઓએ સ્વાતંત્ર્યના ઇતિહાસમા ભાર ફાળો આપ્યો છે ગજકીય ક્ષેત્રમા જ નહી, સાહિત્ય જ્ઞાનવિજ્ઞાન, પાંડિત્ય, ઇo અનેકવિધ ક્ષેત્રોમા આતરરાષ્ટ્રીય માગ મુખવે એવી શક્તિ ધરાવતા નરનારીઓ પાકતા જ આવ્યા છે, જેણે કરીને હિંદ વિશેનો મત ઊચો જતો ગયો છે અસ્તુ

પણ કોગ્રેસમા ગાધીજીના નેતૃત્વ નીચે એક બીજી જ દષ્ટિ રહી હતી તે એ કે, હિંદના પ્રજાજીવનના અનેક ક્ષેત્રોમા સુધારા કરવામા પરદેશી રાજ્ય માફક છે, તેથી સ્વતત્રતા જોઈએ તેથી રાજ્યસત્તા હાસલ કરવાનુ આવુ પ્રયોજન પ્રાતિક સ્વરાજને તમકે સાર્થક નહી શકે એમ લાગતા દેશમા બે ત્રણ કામો શરૂ થયા તે ૧ દારૂબંધીનો કાયદો ૨ કેળવણીમા પાયાની પદ્ધતિનો સુધારો આ બે વસ્તુ અભિન્ન ભારતીય ધારણે ગાધીજીની દોરવણી તળે આદરવામા આવી પરતુ આ વિચારસાળો પક્ષ પણ કેટલની ક્રાતિ તો હજી રહાની ઊભી છે એમ જાણતો હતો

છતા, કોગ્રેસનો રાજ્યવહીવટ કેવળ વહીવટ તરીકે જોતા યશસ્વી નીવડ્યો અને તેની સારી પેઠે સ્તુતિ અગ્રેજ ગવર્નરોએ પણ કરી દેશના ઇતર રાજકીય પક્ષો વિરોધ પક્ષ તરીકે કાઈ એવુ ન કરી શક્યા કે તેમન ભારે ખ્યાતિ મળે વિરોધપક્ષ તરીકે હિંદુ મહાસભા પક્ષ અને મુસ્લિમ લીગ એ બે ગણનાપાત્ર હતા ત્રીજો લિબરલ પક્ષ લગભગ વેરવિખેર સ્થિતિમા હતો, તેની કેટલીક નામાકિત વ્યક્તિઓ હતી, તે વ્યક્તિ તરીકે દેશમા આદરમાન પામતી હતી આથી આ કાળમા એક સુસગઠિત પક્ષ તરીકે તે ભાગ્યે ગણી શકાય અને આ પક્ષની સૌથી મોટી મુશ્કેલી એ રહી છે કે ૧૯૦૮ તથા ૧૯૧૯ના બે અનુભવો છતા, હેક સુધી એના નેતાઓ જહાલ રાજકારણની ક્રાતિકારી દષ્ટિ સમજ્યા જ નહિ અને ન પોતાને માટે માનેલી

ઠરેલતા, શાણપણ તથા ડહાપણ અને સાચી પ્રગતિની નીતિ વિષેની કરુણ અનિશ્ચિતતા વિષે તેમને કદી શંકા પેદા થઈ! સુરાજ્યનો સવાલ જ જાણે ગૌણ એમ તેઓ ચાલ્યા, સ્વરાજ્ય વગર તે ન ચાલવે, માટે તે પ્રથમ મેળવવું, એ ક્રાંતિની દૃષ્ટિ તેમણે ભાગ્યે જોઈ, તો તે અપનાવવાની વાત તો વેગળી રહી ૧૯૪૭મા ક્રાંતિ થઈ રહી ત્યારે આ પક્ષ ઉચ્છેદનો શરણે.

## ૨

પરંતુ એવા પ્રાંતિક સ્વરાજનો આ પ્રયોગ લાંબો ચાલી શકે એવું હતું નહિ વડી સરકારની સુધારણા કરવા અંગેનો ૧૯૩૫ના કાયદાનો મહત્ત્વનો ભાગ હજી અધ્ધર હતો તે અમલમા ન આવે તો પ્રાંતિક સ્વરાજનું પગથિયું આગળ લઈ જતી નિસરણીનું પગથિયું ન બને, માત્ર એક ઓટલો જ થઈ રહે કે જેના પર, ઘરકો તો, બેસી રહો કોંગ્રેસે એ ઓટલો એવી ધારણાથી સર કરેલો હતો કે, તે પર ચડીને આગળ વધી શકાશે — વડી સરકારની રચનામા પ્રજાહિતની દૃષ્ટિએ ઇષ્ટ ફેરફાર કરવા પ્રજાકીય બળ મેળવી શકીશ

અંગ્રેજ પાર્લમેન્ટ એ રીતે ચોખ્ખી ગઈ હતી કે, હિંદને પોતાની ધારી રીતે સુધારા આપવામા પહેલે તબક્કે થાપ ખાધી, તેથી હવે આગળ જવામા ઉતાવળ નહિ પાલવે અને કદાચ બીજું અને વધારે મોટું કારણ એ હોય કે, યુરોપમા જર્મનીને કારણે એવી પરિસ્થિતિ બનતી જતી હતી કે, કદાચ તરતમા લડાઈ જાગી જાય લડાઈ જાગે તો હિંદનું રાજ્યતંત્ર કોંગ્રેસ જેવી સ્વતંત્ર સંસ્થાને સોંપે, હિંદમાથી ધારી મદદ ન ખેંચી શકાય તો? કોંગ્રેસનું પ્રાંતિક સ્વરાજનું સ્તુતિપાત્ર કારભારું જોઈને આ બીક તો વળી વધારે ચાંપી ગણાય — અંગ્રેજોની નજરમા એટલે એવું સાહસ ખેડવામાં સાર નહિ, એમ લગભગ પાર્લમેન્ટે મનમા કલ્પી રાખ્યું હતું લૉર્ડ લિનલિથગો વાઇસરૉય હતો, તે જરૂરી વાતોના વડા કરી જાણતો હતો

૩

યુરોપમાં લડાઈની બીતિ સાચી ઠરી. એના ભણકારા તો વરસેકથી વાગ્યા જ કરતા હતા. શ્રી સુભાષચંદ્ર બોઝ જર્મનીમાં હતા ત્યાંથી દેશમાં આવ્યા બાદ તેમણે લગભગ આગાહી કરી હતી કે. ૧૯૩૯ મા યુદ્ધ થશે તે પરિસ્થિતિમા હિંદમાં કઈ રીતે કામ લેવું તે અંગે એમણે મનમાં અમુક ધાટ ઘડી રાખ્યો હતો, એમ જણાય છે

૧૯૩૯ ની કોંગ્રેસના પ્રમુખપદના પ્રશ્ને ખેંચાખેંચીનો મામલો ઊભો કર્યો. શ્રી પટ્ટાભી સીતારામૈયા અને સુભાષબાબુ તે માટે ઊભા થયા. દેશમાં બે વિચારધારાની રસાકસી જાગી. સુભાષબાબુ થોડે મતે જીત્યા ગાંધીજીએ જાહેર કર્યું કે, આ હાર મારી હાર છે. કોંગ્રેસના પ્રતિનિધિઓ આથી ચોંક્યા અને આખો મામલો કેવો ગંભીર છે તેનુ ભાન થયુ સુભાષબાબુને થોડા જ માસમાં જણાયુ કે, પોતે પ્રમુખ તો થયા છે, પણ કોંગ્રેસના મોટા ને મહત્ત્વના ભાગનો સાથ નથી તેમણે રાજીનામુ આપ્યુ અને રાજેન્દ્રબાબુને પ્રમુખપદ સોંપાયુ

સુભાષબાબુની નીતિ શી છે તે થોડા વખતમા જ જાણવા મળ્યુ. બંગાળની એક જિલ્લા પરિષદ મળી તેણે કોંગ્રેસને એવી ભલામણનો ઠરાવ કર્યો કે, બ્રિટિશ સરકારને છ માસની નોટિસ આપવી કે, તમે હિંદને સ્વરાજ આપો, નહીં તો અમે સામુદાયિક સત્યાગ્રહ શરૂ કરીશુ અને એમ બંગાળ કોંગ્રેસ આ હમનુ ગરમાગરમ વાતાવરણ પ્રેરી રહી હતી બીજા કેટલાક પ્રાંતોમાંય તેની અસર હતી. સુભાષબાબુ પોતાની આ નીતિનુ જોર દેશમાં અજમાવી રહ્યા હતા. વાત એટલે સુધી પહોંચી કે, બંગાળ કોંગ્રેસના પ્રમુખ તરીકે સુભાષબાબુએ પોતાની ધારી નીતિ આગળ લેવા માંડી કોંગ્રેસ કાર્યવાહક સમિતિએ આ સામે શિસ્તના પગલા ભરીને તેમને સસ્થા નિકાલ કર્યા

આ કિસ્સો નાનોસૂનો નહોતો યુરોપમા લડાઈ આવે છે તો તે વખતે હિંદે કઈ ઢબે વર્તવાનુ છે, એ મુદ્દો એમાં રહેલો હતો.

સુભાષબાબુ કોંગ્રેસ-સંસ્થા નિકાલ થયા પછી થોડા વખત બાદ હિંદમાંથી ગુપ્ત રીતે નાસીને જર્મની ગયા અને અંગ્રેજોના શત્રુઓ સાથે મળીને હિંદને સ્વતંત્ર કરવાની સશસ્ત્ર યોજનામાં પડ્યા કોંગ્રેસને પોતાની અહિંસક અને સત્યાગ્રહી નીતિથી જ આગળ વધવું છે, એ સિદ્ધાંતને ભારે આંતરિક ઘાટીમાંથી ઉગારી લીધો અને ગાંધીજીના સામાન્ય નેતૃત્વ તળે કામ કરવાનું પાડું ચાલુ રાખ્યું

૪

સપ્ટેમ્બર ૧, ૧૯૩૯ના રોજ યુરોપમાં યુદ્ધ ઊપડી આવ્યું અને એ જ દિવસ પછી ૩ સપ્ટેંબરે અંગ્રેજ સરકારે, વડી ધારાસભાને કે કોઈ પ્રજાકીય નેતાઓને પૂછ્યાગાછ્યા કે વાતચીત કર્યા વિના, જાહેર કર્યું કે, હિંદ અંગ્રેજોના યુદ્ધમાં તેમની બાજુ જોડાય છે

હિંદમાં રાજકીય સુધારા કરવામાં તેને શું પૂછવું એમ કહીને સાઈમન કમિશન નીમવા કરતાંય વધુ ગંભીર ભૂલ આ થઈ પણ તે કોઈ અજાણમાં નહોતી હિંદને પૂછવા જઈએ અને હા ના કે કેવી આનાકાની જાગે, તે કોણ જાણે! અને લડાઈ જેવા ઉગ્ર મામલામાં મારબે જ આમ થાય તો કેમ પાલવે? અને હિંદ તો યુદ્ધસામગ્રી અને સરકારી બળનો અમૂલ મોટો ખજાનો ગણાય તે ક્યા પક્ષમાં જાય એ વિષે એવી ચોળાચોળ જગવવા કરતાં તેને દબાવી બારોબાર કામ લેવું મુનાસબ લાગ્યું અને હિંદ વતી અંગ્રેજ સરકારે જાહેર કરી મૂક્યું! તેને સાથ આપવાનું પૂછવાનું પછી રાખ્યું!

ગેરસરકારી વર્ગોને તો પૂછ્યું નહીં, પણ કોંગ્રેસ તો આ ઘડીએ સાત પ્રાંતોમાં રાજ્ય કરતી હતી તે પ્રાંતોના પ્રધાનમંડળો હિંદી સરકારના મહત્ત્વના અંગ ગણાય, તેમનેય વિશ્વાસમાં ન લેવાયાં! આ પણ કાંઈ નાનુંસૂનું અપમાન ન ગણાય

૫

૩જી સપ્ટેંબરે યુદ્ધની જાહેરાત કરીને પછી વિનવિસરૉયે ગાંધીજીને મળવા બોલાવ્યા હિંદના સ્વરાજની આગળની ચર્ચા આ

ફરી પાછી શરૂ થઈ, જે અંતે ૧૯૪૭મા પૂરી થઈ પરંતુ તે અગાઉ તેમા ભારે જખમ પડ્યા અને ઊથલપાથલો થઈ હતી તેનો મહા રંગભર્યો ઇતિહાસ કોંગ્રેસની આખરી કમોટી રૂપ નીવડ્યો તેમા તે યશસ્વી પાર પડી અને ગાંધીજીની બતાવેલી જે નીતિ, ૧૯૨૦-૪૦ના ગાળા દરમિયાન તેણે અનુભવે પોતાને માટે આણી હતી, તેને પાર પાડી બતાવી. હિંદની સ્વતંત્રતાનો સવાલ લગભગ બબ્બે વરસે હલ થયો. એમ કરતા, તેની નબળાઈઓ તથા તે નીતિમા જે ઊણપો હતી તેય જીવનના રસ્તામા ઊતરી. એમ બન્યા વગર રહી ન શકે ના, સારાંશે તે નીતિ સફળ થઈ, કે જેને પાછી કોંગ્રેસમા સ્થાપિત કરવાને માટે ૧૯૩૯ના આદિમા તે સંસ્થાના ચૂંટાયેલા પ્રમુખ સાથે ય તેને ઝઘડો વહોરવાનો આવ્યો હતો તે વખતેય કોંગ્રેસ પોતાની નીતિને વફાદાર રહી, એ આ વખતની મહા મોટી ઘટનાની ખાસ નોંધપાત્ર ઘટના છે પરંતુ ખરું કામ તો હવે યુદ્ધની સ્થિતિમાં શી રીતે કામ લઈ હિંદસ્વરાજનું કામ આગળ લેવું, તેમા હતું. આ પ્રતિદાસના મુખ્ય તબક્કા જોઈએ

૬

ગાંધીજી વાઈસરૉયને એક વ્યક્તિ તરીકે જ મળી શકે, કેમ કે તે ૧૯૩૬ થી કોંગ્રેસમા નહોતા, ન તેની કાર્યવાહક સમિતિએ તેમને ખાઈ સુપરત કરીને મુલાકાત લેવા કહ્યું હતું ગાંધીજીએ વાઈસરૉય આગળ આ વસ્તુ સ્પષ્ટ કરી અને કહ્યું કે, પોતે અંગ્રેજ સરકારને બિનશરતી મદદ કરે, પણ તે પોતાની અહિંસાની નીતિને વળગી રહીને અને તેની મર્યાદામા એટલે કે, જેઓ લશ્કરમાં ભરતી થવા ઇચ્છે તે ખુશીથી થાય, યુદ્ધ-ફંડમા નાણાં ભરવા ચાહે તે ભરે, પણ કોંગ્રેસ તે કરી આપવાનું માથે ન લે કૉંગ્રેસ દેશની આન્તરિક શક્તિ બરોબર સંભાળે, યુદ્ધમા અંગ્રેજ પક્ષને નૈતિક ટેકો અને વફાદારી બરોબર આપે, અને આ યુદ્ધમા એ રીતે હિંદની પ્રજાને અડીખમ ઊભી રાખીને આગળ દોરવે

અંગ્રેજો ગાંધીજી જેવા મહાન નેતાના નૈતિક અને બિનશરતી ટેકાની આ વસ્તુથી રાજી થઈ જાય, એ ઉઘાડું હતું. ગાંધીજીની આ વાતના જવાબમાં વાઈસરૉય તરફથી એમ કહેવાયું કે, યુદ્ધ દરમિયાન મધ્યસ્થ સરકાર એક યુદ્ધસમિતિ નીમે, યુદ્ધકાળમાં દેશનું કારભારું તે જુએ, તેમાં દરેક પ્રાંતનો મુખ્ય પ્રધાન સભ્ય રહે, અને વાઈસરૉય પ્રમુખ. આમ તાત્કાલિક જોગવાઈ કરવામાં આવે અને યુદ્ધ જીતવામાં કમર કસીને હિંદ જોડાય.

પણ કૉંગ્રેસની કાર્યવાહક સમિતિ ગાંધીજીની આવી નિર્ભેળ અહિંસા-નીતિ માનવા તૈયાર નહોતી. જો અંગ્રેજ સરકાર પૂર્ણ સ્વરાજ આપવા વાત કરે, તો કેટલાક કૉંગ્રેસીઓ તો યુદ્ધમાં નાણાં અને માણસો રેલાવવા પણ કૂદી રહ્યા હતા. કાંઈ નહીં તોય, તેને બિનશરતી સાથ આપવાનું તો ન જ બને, એમ સરદાર વલ્લભભાઈએ જાહેર કર્યું; રાજાજી તેમાં સંમત હતા. અને જવાહરલાલજી ભાગ્યે કોઈ નવી લાઈન લેવાના હતા. તેમને ૧૯૩૦ના ગાંધી-ઇર્વિન-કરારના જમાનાથી ગાંધીજીની મસલતની અને મુત્સદ્દીની શક્તિ વિષે ઝાઝો ભરોસો કદાચ નહોતો,— અજોડ નેતા તરીકે તેમની શ્રદ્ધા અફર હતી છતાં. આથી કૉંગ્રેસે એવો ઠરાવ કર્યો કે, અંગ્રેજ સરકારે તેની યુદ્ધનીતિની નેમો જાહેર કરવી જોઈએ અને તે મુજબ હિંદમાં સ્વરાજ આપવા તત્પર થવું, તથા તેના બાના તરીકે હિંદના કેન્દ્રીય રાજકાજમાં પણ અનુરૂપ સુધારો કરવો.

ગાંધીજીએ આ ઠરાવને વિષે જાહેર કર્યું કે, હું ઇચ્છું તેટલી હદે કાર્યવાહક સમિતિ અહિંસા-નીતિને ન માને, તો પછી તેણે આ જાતનો નિર્ણય લેવો ઘટે, અને તેમાં ઉચિતતા રહેલી છે, તે સમજીને ઇંગ્લૅન્ડે આ ઠરાવ સ્વીકારીને ચાલવું જોઈએ. હિંદ જેવી મહાન પ્રજાને યુદ્ધમાં સંડોવવી હોય તો તેને વિશ્વાસમાં લેવી જોઈએ અને જો લોકશાહીના સિદ્ધાંતની રક્ષાને માટે યુદ્ધ આદર્યું એમ કહેવાય છે, તેને હિંદમાં માન આપીને ઇંગ્લૅન્ડે વર્તવું જોઈએ.

કરી લીધી આથી, હિંદનુ કામ એકઝપાટે હવે ચાલે છે એવી ખાતરીનુ વાતાવરણ પેદા થયુ.

ઉપર આપણે જોયુ કે, વચગાળાની સરકારમાં જે કોમી ફાટ હતી તે હવે પૂરેપૂરી તરડાતી જતી હતી, એ પહેલો સવાલ હતો. તેની સામે લીગે બંધારણસભાને જ ફોક કરવાની વાત કરેલી આમ, કૅબિનેટ મિશનની બને વાતો ભયમા આવી હતી

તેમાથી રસ્તો કાઢવા માટે "બ્રિટિશરો હિંદ છોડે છે" — એ જાહેરાત થઈ હતી. તેને આધારે માઉન્ટબૅટને ઉપરની ગૂચ ઉકેલીને કામ લેવાનુ હતુ તે અગે તેણે પહેલુ પગલુ વિચાર્યું તે ખૂબ ડહાપણભરેલુ નીવડ્યુ તેણે વચગાળાની સરકારની ફાટનો સવાલ પહેલો ન લેતા, સત્તા-સુપરતની વાત પહેલી ઉપાડી

બ્રિટિશ કૅબિનેટનો ઇરાદો ટૂકમા એ હતો કે, બંધારણસભા દ્વારા હિંદી પ્રાતો અને દેશી રાજ્યો મળીને હિંદનુ એકરાજ્ય ઘડે તો તેને સત્તા સોપવી આમ કરવામા મોટી શરત એ હતી કે, બે મોટા પક્ષો એકમતી પર આવવા જોઈએ, કેમ કે આ બાબતમા કોઈ પર જબરદસ્તી કરવાની ન હોય જો વાઈસરૉયને લાગે કે, આ રીતે આખા દેશ માટે એક રાજ્યસત્તા સભવે એમ દેખાતુ નથી, તો શુ કરવુ તે વિચારી કાઢીને બ્રિટિશ કૅબિનેટને તેણે જણાવવુ.

દેશી રાજ્યો તો બધા પૂર્ણ સ્વતત્ર થશે એમ કૅબિનેટ મિશને જણાવેલુ જ પરતુ તેઓ લોકશાહી ઢબે કામ કરવા લાગે અને હિંદની પ્રજાકીય હકૂમત જોડે ઉચિત રીતે સમજૂતી કરી લઈ પોતાનો સબધ નવેસર બાધી લે, એમ વાઈસરૉયે તેમને સમજાવવાના હતા

આવા ક્રાંતિકાળમા લશ્કરી બદોબસ્ત પણ ઢીલો કે વેરવિખેર ન થવો જોઈએ તેમ જ મુલ્કી બદોબસ્ત પણ ચાલુ રહેવો જોઈએ આ બને બાબતોમા લીગે અદર રહીને બળવો જ જાહેર કર્યો હતો. યુદ્ધને લઈને અન્નસંકટ ૪૦ પચાસો પણ ઊભી થઈ હતી.

માઉન્ટબેટને આવીને તરત ગાંધીજી તથા પક્ષોના નેતાઓ જોડે વાતચીત શરૂ કરી દીધી. તેમણે, ખાસ કરીને લીગ જોડેની વાત પરથી, તરત જ જોઈ લીધું કે, કૅબિનેટ મિશનના મારફતે સૌના સહકારથી ઉકેલ લાવવાની વાત બને એમ નથી. એટલે ૨૦–૨–'૪૭ની બ્રિટિશ જાહેરાતની રૂએ તેમણે બીજો રસ્તો વિચારવાનો રહે છે કે, સત્તા ત્યારે કોને સોંપવી.

આ વિચારમાં પહેલી એક બાબત એમણે સ્પષ્ટ જોઈ કે, જૂન, ૧૯૪૮ સુધી આ કામ લંબાવવાને બદલે એને તેટલું જલદી ને પતવવું જોઈએ. અને તેમણે ૧૯૪૭ના ઑગસ્ટ જેટલી વહેલી મુદત વિચારી. આમાં કોઈને શો વાંધો હોય? આથી કરીને વચગાળાની સરકારની ફાટ મીટી કે તે પડતી હતી એ સવાલ આપોઆપ ગૌણ બને તરત સૌના વિચાર એ બાબત ઉપર વળ્યા કે, સત્તા કોને સોંપવી એ જુઓ.

આ અંગે ખૂબ વાતચીત ચાલી. છેવટે લીગને માનવું પડ્યું કે, પંજાબ તથા બંગાળ આખા ને આખા તેની ભેગી જઈ ન શકે, તે બે પ્રાંતોમાંથી જે ભાગ પૂર્વ કે પશ્ચિમ જૂથરચનામાં ન જવા ચાહે, તેને તેવી છૂટ હોય. એટલે કે, આ બે પ્રાંતોના ભાગલા કરવા જોઈશે. આ વિચાર તે તે પ્રાંતોએ પણ લાગતાવળગતા મંડળો દ્વારા માન્ય કર્યો.

દરમિયાન માઉન્ટબેટનને સત્તા કોને સોંપવી એ જોતાં માલૂમ પડ્યું કે ૨૦ ફેબ્રુઆરીની જાહેરાત એવી હતી કે, નાના નાના અનેક રાજ્યો પણ ઊભા કરીને સત્તા સોંપી શકાય. તેઓ સાર્વભૌમ બને તો હિંદના ટુકડે ટુકડા થઈ જાય. સેંકડો દેશી રાજ્યો તો સાર્વભૌમ બનતા જ હતા. તેમાં જો બ્રિટિશ હિંદના પ્રાંતોમાંથી પણ અનેક સાર્વભૌમ સત્તાઓ થાય, તો હિંદની એકતા, શાંતિ, અને સ્થિતિનું પૂરેપૂરું રાજકીય રમખાણ જ થઈ રહે. આ બાબી સંભાળીને સત્તાત્યાગની યોજના બ્રિટિશ સરકારે કરવી જોઈએ. એમાંથી એકને બદલે બે રાજ્યો — હિંદ અને પાકિસ્તાન અને એમની અલગ બંધારણસભા કરવી અને તેને સત્તા સોંપવી, એ વિચાર ઉદ્ભવ્યો. બે રાજ્યોની

ઢઢ ભાગમા (ખાસ કરીને પંજાબ, બંગાળ પ્રાંતને માટે) કમિશન નીમવા જોઈશે, એ પણ ઉઘાડુ દેખાયુ. આ બધા વિચારો આવરી લેતો કાયદો પાર્લમેન્ટે કરવો, અને તેના આધાર, હિંદ અને પાકિસ્તાનો બ્રિટિશ કોમનવેલ્થના બે નવા સાસ્થાનિક સ્વતંત્ર રાજ્યોનો દરજ્જો આપવામા આવે છે, એવો રાખવો આ નવા રાજ્યોની બંધારણસભા જેમ ઠીક માને તેવુ બંધારણ તે ઘડી શકશે. એ દરમ્યાનમા તે મંજૂર્ં સ્થાપિત હશે ત્યા સુધી રાજ્યતંત્રીય ચલાવવાને માટે, ૧૯૩૫નો રાજ્યબંધારણનો કાયદો નવી પરિસ્થિતિને અનુરૂપ કરવાને માટે જરૂરી હોય તેવો સુધારો કરીને ચાલુ રહે એવી જોગવાઈ પાર્લમેન્ટના તેવા કાયદામા મૂકવી આમ બે રાજ્યો અલગ કરવાને માટે, હિંદની મિલકત, લશ્કરી તથા નાણાકીય વગેરે વહેંચણી પણ કરવાની આવે તેને અંગે પણ વગતી જોગવાઈ કાયદામા વિચારાવી જોઈએ

આ બધો વિચાર કરીને, તે ધોરણ પર એક યોજના તાકીદમાં તૈયાર કરવામા આવી અને તે ખાનગીમા મુખ્ય મુખ્ય હિંદી નેતાઓને માઉન્ટબેટને બતાવી તેમા તેણે ઠીક ઠીક સંમતિ જોઈ એટલે તે લઈને જાતે એ ૧૮-૫-'૪૭ના રોજ લંડન ઊપડયો અને કૅબિનેટ આગળ તે મૂકી તેણે તે મંજૂર રાખી અને તે મુજબ તરત જાહેરાત કરી અને પાર્લમેન્ટે પછી બનતી ત્વરાએ કાયદો કરવો એમ ઠર્યું

માઉન્ટબેટન ૩૧-૫-૪૭ના રોજ દિલ્હી પાછો આવ્યો ૨-૬-'૪૭ના રોજ તેણે નવી યોજના અંગે પૂછવા માટે કોંગ્રેસ, લીગ અને શીખ કોમના મુખ્ય નેતાઓની વિધિસર પરિષદ રાખી, અને તેમને તેની નકલ આપી કહ્યુ કે તમારો એ બાબતનો અભિપ્રાય મને આપો જેથી કૅબિનેટને બીજે દિવસ જણાવી શકુ સહુનો એકંદરે અનુકૂળ મત પડતા ૩ જૂને કૅબિનેટે હિંદ અંગેની તેની છેલ્લી જાહેરાત કરી, જેમા દેશના ભાગલા પાડી તેની બે અલગ બંધારણસભાઓને હકૂમત સોંપવી એમ છેવટે ઠર્યું આ વિષે બધા

પ્રાંતોને પણ પૂછવામા આવ્યુ અને તેમણે પણ સ્વીકૃતિ બતાવી આમ છેવટે એક નિર્ણય પર હિંદના નેતાઓ પહોચ્યા, તેનો યશ વ્યક્તિ તરીકે માઉન્ટબૅટનને અને સમૂહ તરીકે હિંદ તથા બ્રિટનની પ્રજાના નેતાઓને મળ્યો

આખરે પાર્લમેન્ટમા તા ૪-૭-'૪૭ના રોજ હિંદની સ્વતંત્રતાનો કાયદો ઉપરની ધોરણે ઘડાઈને રજૂ થયો, ૧૫મી જુલાઈએ આમની સભાએ તે પસાર કર્યો, બીજે દિવસે ઉમરાવ સભાએ પાસ કર્યો, અને ૧૮મી જુલાઈએ રાજાની સમતિની સહી થઈ સત્તાત્યાગની તારીખ ૧૫-૮-'૪૭ તેમા નક્કી કરી હતી તે મુજબ તે તારીખે હિંદ અને પાકિસ્તાનની અલગ બંધારણસભાને માઉન્ટબૅટને, જે બ્રિટિશ હકૂમત પાર્લમેન્ટે ૧૮૫૭ના કાયદાથી લીધી હતી, તેનો હવાલો ૯૦ વરસે પાછો સોપ્યો એમ હિંદનુ બ્રિટિશ સામ્રાજ્ય પૂરુ થયુ અને તેના કૉમનવેલ્થ-રાજ્યના બે નવા સ્વતંત્ર સસ્થાનોનો જન્મ થયો પોતાના રાજ્યના પહેલા ગવર્નર જનરલ તરીકે હિંદે માઉન્ટ-બૅટનને પસદ કર્યા અને તેમણે તે કબૂલ ર્યુ પાકિસ્તાને ઝીણાસાહેબને તે પદે પસદ કર્યા, તેથી તેમની નિમણૂક થઈ અને દેશની પ્રજામા ખુશાલી હતી, પણ તે નિર્ભેળ નહોતી, એમ ખરુ ગાધીજીએ ટૂકમા કહ્યુ તે સાચુ હતુ કે, સ્વરાજ આવ્યુ પણ જેને હું પૂર્ણ સ્વરાજ સમજુ છુ તે હજી આવવાનુ બાકી છે કૉંગ્રેસની આગેવાની તળે ૧૮૮૦થી હિંદની પ્રજાએ અંગ્રેજોના પરરાજ્યમાથી છૂટવાનુ જે બીડુ ઝડપ્યુ હતુ તે તો તેણે તેના અદ્વિતીય નેતાની દોરવણી નીચે ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મીએ પૂરુ કર્યું અને તેમને રાષ્ટ્રપિતાના વહાલસોયા નામે નવાજ્યા બ્રિટિશ પ્રજા સહિત સૌને માટે આમા નરી ધન્યતાની વાત હતી આ ઐતિહાસિક ઘટનાની વસ્તુ જગત હમેશ યાદ રાખશે.

# ૧૭

## ભૂતકાળના ગર્ભમાંથી

વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે, પૃથ્વીની અંદર આગ છે, ફક્ત અને જીવન તો તેના પડ પર જ છે પ્રજાઓના ઇતિહાસ-દેહનું પણ એમ જ હશે? સાંપ્રદાયિક વેરઝેર અને વિખવાદની આગ તેના ભૂતકાળ રૂપી અંતરમાં ભારેલી રહે છે, અને જે કાંઈ સારાશ, મીઠાશ, અને માનવતાભરી સંસ્કૃતિ હોય છે, તે તેનું વર્તમાન પડ બને છે કે શું? કારણ કે, કેટલીક વાર જ્વાળામુખી પેઠે તે પડ ભેદીને ભૂતકાળમાં ધરબાયેલી આગો ફૂટી નીકળે છે હિંદ સ્વતંત્ર થતું હતું તે જ સમયે, તેની સંસ્કૃતિના ઉપરના પાતળા પડને ખતમ કરી કોમી વેરની આગે આખા દેશને ઝડપી લીધો

જૂન ૩-'૪૭ની બ્રિટિશ જાહેરાતથી, એ અગાઉ જે કડવાશ અને કોમી ઝેર જામતા હતા, તે હટ્યા હતા લીગને હવે શાંતિ થઈ હતી કે, પાકિસ્તાન મળશે, અને તેનું રાજ્યબંધારણ તેના જ પ્રતિનિધિઓ ઇચ્છે તેવું નિરાંતે ઘડી શકશે એટલે, ૧૪મી જુલાઈએ ફરી બંધારણ-સભા મળી તેમાં લીગના સભ્યો હાજર રહ્યા, હવે મૂળ બંધારણસભામાંથી પાકિસ્તાની હિસ્સો અલગ હસ્તીમાં આવવાનો હતો

હિંદના માનસ ઉપર પણ તેની જ સારી અસર થઈ હતી હિંદના દેશી રાજાઓ પર પણ સારી અસર પડી હતી હવે તેમની નેતા અને સત્તા દ્વારા સાચવી રાખનાર અંગ્રેજો રહેશે નહીં, તેમની જગાએ પ્રજાકીય નેતાઓની બનેલી લોકશાહી સરકાર આવશે, તેના હિંદમાં તેની સરકાર જોડે મળીને રહેવું ઠીક, એ સમજ તેમની અંદર બરોબર ઊગી શકે, એવી ભૂમિકા રચાઈ હતી હિંદના કુશળ સગાનમાર અને ચતુર વહીવટકાર તરીકે

કમાન કરી રહી હતી હિંદની નવી સરકાર એ આગમાથી હેમખેમ બહાર આવી

પણ ભૂતકાળના ગર્ભમાંથી ફૂંફાડા આવેની કોમી આગ હિંદના નવા જીવનના ઉપના પડ પર આવી ગઈ નવુ રાજ્ય હવે હિંદુ રાજ્ય થવુ જોઈએ એવો સૂર પ્રગટ્યો તેમા પહાડ પેઠે અડગ આડ રૂપ ગાંધીજીની હયાતી છે, એમ ઝનૂનાધ હિંદુ મહાસભાવાદીઓમા લાગણી હતી તેને વશ થઈ તેમાના એકે ગાંધીજીને ૧૯૪૮ જાનેવારીની ૩૦મીએ દિલ્હીની પ્રાર્થનાસભામા ઠાર કર્યા અર્વાચીન હિંદમા આનૂનાસ યુગ-પલટો કરનારનો અત તેને યોગ્ય જ આવ્યો આ બલિદાને હિંદની નવી સ્થિતિ નક્કી કરી આપી કે, એની ભૂમિ ઉપર બધી કોમો, બધા ધર્મો, બધી જાતિઓ હળીમળીને એક માનવ કુટુબ પેઠે સાથે રહેશે મજહબ વૈયક્તિક વસ્તુ છે રાજ્ય તેને આધારે નહી હોય, — જોકે પાકિસ્તાન ઇસ્લામી રાજ્ય બન્યુ તો ભલે

હિંદના ઇતિહાસમા હિંદુ મુસ્લમાનને એક કરવાના પ્રયત્નો સૈકાના ચાલુ હતા, તે ઔરગઝેબ બાદ કથળતા કથળતા એવા કથળ્યા કે, મુસ્લિમ સામે હિંદુ અને શીખોની ભાવનાઓ ઇતિહાસ ઘેરી બની ગઈ અગ્રેજોએ આ કોમી ભેદનો ઉપયોગ કરીને રાજ્ય જમાવ્યુ આ ભેદનીતિ પર ગાંધીજીએ કોંગ્રેસ દ્વારા વિજય મેળવ્યો એમની આગેવાનીમા બધી કોમો એક હિંદી પ્રજાના સ્વરાજ અને સ્વતત્રતાના જગ તરે એક થતી ગઈ કાયદે આઝમની લીગ તેમા ઇરાદાપૂર્વક અપવાદ રહી ગાંધીજીની અહિંસા એને પણ ઓગાળી શકત આંબેડકરે અસ્પૃશ્ય કોમો અગેય એવી જ રીત લેવા ધારી હતી પણ તેમા ગાંધીજીની જીત થઈ તે જ પ્રમાણે લીગ આગળ હાર્યા કારણ એ છે કે, ઊડે ઊડે હિંદુ માનસમા હરિજનો એક પ્રજા તરીકે અલગ નહોતા પણ તેવુ મુસ્લમાનો માટે ન કહી શકાય આ મનનો ઊંડો ભેદ હોઈ, ગાંધીજીની અહિંસા હિંદુ માનસના હિંસી પ્રેમને અભાવે, જોઈએ તેટલી સફળ ન બની શકી, એમ ઇતિહાસ કહેવુ જોઈએ

તેમાંથી પછી શાંતિનો રસ્તો શોધવા પાછાનો જ હતો અને તે હિંદના નેતાઓને લાચારીપૂર્વક લેવો પડ્યો, તે તેમને જ્ઞાનપૂર્વક અને હિંમતપૂર્વક લીધો ગાંધીજીએ તેને ટેકો આપ્યો આમ હિંદ બે ભાગમાં આઝાદ થયું

ભાગલાના રમખાણો શાંત પડ્યા અને નિરાશ્રિતોનું કામ જામ્યું ત્યાં. તેમાંથી કાંઈક કળ વળી, બંધારણસભાનું કામ શરૂ થયું અને તે ૧૯૪૯ના અંત સુધીમાં પૂરું થયું તેની રૂએ ૧૯૫૦ના જાન્યુઆરીની ૨૬મીએ હિંદનું સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું, જેના આદિ વચન એ છે કે,

'અમે ભારતના લોકોએ પ્રતિજ્ઞાપૂર્વક સંકલ્પ કર્યો છે કે, ભારતને સર્વસત્તાધીશ લોકશાહી પ્રજાતંત્ર બનાવવામાં આવે અને તેના બધા નાગરિકોને —

'સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય મળે

'વિચાર, વાણી, માન્યતા, ધર્મ અને ઉપાસનાની સ્વતંત્રતા મળે

'દરજ્જાની અને તકની સમાનતા મળે,

'તથા દરેક જણનું ગૌરવ તેમ જ રાષ્ટ્રની એકતા જળવાઈ રહે તે જાતની બંધુતા પ્રાપ્ત થાય

'એ માટે અમે અમારી બંધારણસભામાં આ જાહેરાત કરીને આ બંધારણનો સ્વીકાર કરીએ છીએ એનો અમલ કરીએ છીએ અને અમારી જાતને તે અર્પણ કરીએ છીએ

આમ જન્મેલું નવું હિંદ માનવતા અને સર્વોદયની સેવાના અજર અમર રહો

# ઉપસંહાર

## ૧

### દેશના ભાગલા પડે છે

ઇતિહાસ જોઈએ તો, હિંદના મધ્ય યુગનું એકરાજ્ય તૂટયું અને અનેક હિંદુ રાજ્યો થયાં. તે બધાંને યુદ્ધબળથી એકઠાં કરી અકબરે મોગલ રાજ્ય કર્યું, અને તેમાં ખરું બળ પૂરવા ને સાચું સંતાન પ્રેરવા તેણે હિંદની બધી કોમો માટે ઉદાર એકતાની રાષ્ટ્રીય રાજનીતિ આદરી. પણ તેને ઔરંગઝેબે છોડી મૂકી. જ્યાં લશ્કરી જોરે અકબર કરતાં મોટું રાજ્ય જમાવ્યું પણ કેવળ એના જોરથી રાજ્ય ટકતાં નથી તેથી તે મરી ગયો કે તરત, અનેક પેઁ આજનો હૈદરાબાદનો નિઝામ-નવાબ અલગ બન્યો મરાઠાઓએ અલગ રાજ્ય સ્થાપ્યું, રજપૂત, જાટ, શીખ રાજ્યો પેદા થયાં, બંગાળનો નવાબ અલગ થયો ટૂંકમાં, એક હતું તે, મધ્યસ્થ સરકારનું જોર જવાની સાથે, ટુકડા થઈ ગયું

ફરી મધ્યસ્થ તાકાત જાગે તો એ પાછું એક થાય પણ આ તાકાત મોગલોમાં નહોતી મરાઠાઓ તે જમાવે એમ હતા પરંતુ તે માટે જરૂરી ઉદાર નીતિ તથા વ્યાપક દૃષ્ટિ એમણે ન દાખવ્યાં તેમના જ રાજ્યમાં ભાગલા પડ્યા,—ગાયકવાડ, હોળકર, શિંદે, ભોસલે, અને બીજા તો ક્યાં રહ્યા! એ બધા જ પેશવાની એક રાજનીતિમાં ન રહ્યા!

એ સંજોગોમાં એક તાકાત કળે કળે અંગ્રેજ વેપારીઓએ ઊભી કરી તેમણે રાજાઓને વશ કર્યાં યા પોતાના વગના કરી લીધા ત્યારથી અંગ્રેજોની દેશી રાજ્યો પરની સર્વોપરી સત્તા કહેવાઈ તે જન્મી હશે કેટલાક ઊંધું ભણાવે છે એમ, આવી એકતા એ કાંઈ બ્રિટિશ તાજની ખાસિયત નથી

રાજાઓ આમ ૧૮૫૭ સુધીમાં જેર થયા બાદ, ધીમે ધીમે હિંદની પ્રજા તેના પરદેશી રાજકર્તા સામે જાગી તેને પરરાજ્ય ન જોઈએ એટલે તેને વશમાં રાખવા પોલીસ લશ્કરની સાથે, તેમાંનો જે મોટો કોમી પક્ષ ગણાય — દા૦ ત૦, મુસલમાન — તેને રમાડવા કરવાનું ભેદચક્ર શરૂ થયું અલગ મત, અલગ જગાઓ, કોમી નોકરીઓ, ઇ૦ એનો કરતા કરતા છેવટે એ આખું ગાડું પાકિસ્તાને પહોંચાડ્યું અમુક કે તમુક વાઈસરૉયની બદદાનત કે કરામત એમાં છે, એમ કહેવાનું અહીં નથી વાત એ છે કે, પાકિસ્તાન સૈકા જૂની અંગ્રેજ રાજનીતિનો છેવટનો મદ-ફેજ છે તેથી જ, ભાગલાનીતિ (ખરેખર માનો કે) માઉન્ટબૅટનને ન ગમે, છતાં તેણે લાચારી જાહેર કરવી પડે, કોંગ્રેસને ન ગમે, છતાં તેણે વશ થવું પડે ઇતિહાસ એવું સંજોગ મગ ધરાવે છે એને, લીગની આ પાકિસ્તાની જીદ પાછળ અંગ્રેજ રૂઢિચુસ્ત મુત્સદ્દીઓનો છૂપો દોરીસંચાર હતો, એમ વખત જતાં ઇતિહાસને પુરાવો મળે, તો નવાઈ પામવા જેવું માનવું ન જોઈએ અને દેશી રાજાઓને અંગે શી રમત હશે તે ઇતિહાસમાં દેખાય ત્યારે ખરી

આમ હિંદને પકડી રાખવાને માટે બે નબળાઈઓ કાયમ રાખીને અંગ્રેજ અત્યાર સુધી ચાલ્યો છે —

૧ દેશી રાજાઓને ખાસ 'પૉકેટ'-પ્રદેશો તરીકે ભારી રાખ્યા

૨ મુસલમાનોને ભેદનીતિમાં લીધા અહીંયાં એ પણ નોંધવા જેવું છે કે, દેશી રાજાઓ અને મુસ્લિમ લીગ બેઉ સાચી લોકશાહીમાં માનનારા નથી રાજા આપખુદ અને પોતાને દેવે દીધેલો રાજહક માનનારો છે લીગ ધર્મવાદી કે કોમવાદી રાજ્યતંત્રમાં કદાચ માને — તે એક ફાસીવાદી* જૂથ છે એ ઉઘાડું છે અથવા કહો કે, તે

---

* જુઓ છેવટે લીગે 'કાનૂનભંગ' અને 'અમલી ઉપાય' ને નામે શરૂ કરેલી હિંસક અને બેફામ ધમાલથી પાકિસ્તાનના એ જ રીત આગળ રાજદ્વારી પક્ષોની ચળવળો માટે ચાલી તો?

લોકશાહી તો નથી કોંગ્રેસ એકમાત્ર લોકશાહી મંડળ છે આમ આખા હિંદના એકસરખી લોકશાહી ન કેળવાઈ, એ પણ આજની સ્થિતિમાં રહેલું ને ભાગના પ્રેરતું સૂક્ષ્મ કારણ માનવું જોઈએ

આજે જ્યારે અંગ્રેજની એકહકૂમત જાય, ત્યારે આ બધી ફાટફૂટ રહેતી નબળાઈઓ દૂર થાય છે જેટલું સાચું મંડળ હિંદી પ્રજા પાસે છે, તે પૂરેપૂરું કામ દઈ રહ્યું છે એથી જ અનેક રાજ્યો અને અનેક પ્રાંતો મળીને દેશમાં એક જબરી હકૂમત શાંતિથી ઊભી થાય છે આ હકૂમત પોતાની મધ્યસ્થ સરકારને હવે મજબૂત અને પૂરતી સત્તાવાળી રચી શકશે કેબિનેટ મિશનની નીતિની છાયામાં રચાયેલી વચગાળાની ખટખટિયા સરકારના કડવા અનુભવ પછી આ જ ઉત્તમ નીતિ અહેજે ઠરે છે જે કોમી ભેદોનો કાટરકો અંગ્રેજોએ એકઠો કર્યો છે, તેનો બધો બગાડ પાકિસ્તાનના અલગનો ઉદ્ભવ થઈ જતા, પૂરો થાય છે હવે નિરાંતે તે નવો અને સાચો લોકશાહી અમલ શરૂ કરશે હવે કોમી મત ઇ૦ નહીં રહે અને આ પછી કોઈ કોમ કે ધર્મ માટે ખરાબ નથી, પણ સારું ને લાભકારક છે, એમ ખાતરી આપી શકશે

કોઈ પૂછશે, આવો આશાવાદ રાખવા માટે કારણ છે? નિરાશાવાદ કરતા વિશેષે કરીને કારણ છે અને તે એ કે, પ્રાણવાન હિંદીને પોતાના દેશના ઉજ્જ્વળ ભાવીની શક્યતામાં શ્રદ્ધા છે અને હિંદી સંસ્કૃતિની અંતર્ગત તાકાત પર એને વિશ્વાસ છે ભાવીના સ્વપ્ન કે દૃષ્ટિ વગરનો રાષ્ટ્ર નાશ પામે છે એ યાદ રાખવું જોઈએ આત્મનિર્ણયનો દાવો સ્વીકારી હિંદી રાષ્ટ્ર પોતામાંથી અલગ પડનારને પડવા દે, તેથી કાંઈ આપણી રાષ્ટ્રીય નીતિ બદલાતી નથી ગાંધીજી કહે છે એમ, તે જો કોમી બને તો હિંદુઓ ઝીણાસાહેબની બે રાષ્ટ્ર માન્યતાને સિદ્ધ કરી આપશે આજે ઝીણાસાહેબના બે રાષ્ટ્ર વાદને ન્યાયે દેશમાંથી પ્રાંતો અલગ નથી પડતા એ અલગ પડે છે અંગ્રેજોની મૈત્રીભરી કોમી નીતિને લીધે અને ગાંધીજીએ બતાવેલી

હિંદી કોમી એકતાના જ્વલંત પ્રજાપ્રયત્નને અભાવે. અંગ્રેજોની કુનીતિની હદ પાકિસ્તાને આવી ગઈ, હવે તેઓ જાય છે એટલે રહ્યું બીજું કારણ દૂર કરવાનું, અને ગાંધીજી આથી જ એ ઉપર આજે પણ જોર દે છે હિંદુ સમજે કે, તે હિંદી છે, તેનો દેશ હિંદુસ્તાન નથી, હિંદ જે હતો તે જ છે હિંદી સંસ્કૃતિની ઉદારતા અને વ્યાપકતાને જોરે તેણે એને એક બનાવ્યો છે કેવળ લશ્કરી જોરથી તો ઔરંગઝેબનું અને મરાઠાઓનું રજેવું ગયું અને એમ જ અંગ્રેજોનું પણ કેમ કે, મધ્યસ્થ હકૂમત બળવાન બે રીતે હોવી જોઈએ — રાજકારણી અર્થમા અને સાંસ્કૃતિક અર્થમા પણ રાજકારણી એટલે આર્થિક અને લશ્કરી સાંસ્કૃતિક એટલે ધર્મ કોમ ઇંથી પર એવી એક પ્રજાભાવનાવાળી લોકશાહી આ ઉભયવિધ ઘડતર કરવાની સ્વતંત્રતા મળે છે, એ ચોખ્ખી હકીકત ભૂલવી ન જોઈએ અને એ સૌથી મોટી ખુશીની વાત છે હવે ખાતરી એ વાતની કરવાની છે

જૂન, ૧૯૪૭

## ૨

## 'ગાંધીજીની જય!'

૧૫મી ઓગસ્ટે જે ભાવભીનો અને ગભીર સમારંભ દિલ્હીની હવેથી આપણી સર્વાધીશ રાષ્ટ્રસભા બનેલી એવી બંધારણસભાએ યોજ્યો, તેમા એક વાતનો અફસોસ કેટલાકે કર્યો કે, ગાંધીજી એ વખતે હાજર નહોતા તે વખતે ગાંધીજી કલકત્તાના એક પરાંના મુસ્લિમ ઘરમાં હતા. આ વિભાગમાંથી મુસ્લિમો કોમી ત્રાસના માર્યા નાસી ગયા હતા ગાંધીજી તેમને અભય પ્રેરી પાછા વસવા આવનારને માટે ધૈર્ય આપવા પોતે ત્યાં રહ્યા હતા

ગયા એને બીજે દિવસે જ સૂચક બનાવ બન્યો કેટલાક હિંદુ જુવાનિયાઓ તેમની પાસે ગયા અને કહ્યું કે, તમે ભાગી ગયેલા

હિંદુઓના લત્તામાં કેમ નથી રહેતા? ગાંધીજીએ ટ્રંકમાં કહ્યું કે, અત્યારે મારો ધર્મ એ છે એમ મને સમજાવો, તો હું તરત તેમ કરું. છાપાં જણાવે છે કે, બાદ ગાંધીજીના ઘર પર પથ્થર ફેંકાયા, કાચની બારીઓ તૂટી, કાચનો કટકો એક અહિંસાવાદી અંગ્રેજ વિશ્વજનને વાગ્યો.

ગાંધીજીને માટે આઝાદીના ઉષાકાળે આ કેવી ભેટ કહેવાય! ઘર મૂકી ભાગેલાં હિંદુ કુટુંબોને નિર્ભય કરી પાછા વસાવવા માટે આ 'પથ્થર-વીર' હિંદુ 'તવજુવાનો' પોતાની જાતથી તો શું કરી શકે! એટલે ૭૭ વર્ષના વયોવૃદ્ધ એક ડોસાને તે માટે કહેવા આવ્યા! અને આવ્યા તો આવ્યા, પણ તેમના પર પથ્થર ફેંકયા!

એ જ દિવસમા બીજા જ પ્રકારના સમાચાર મળ્યા · હિંદુ મુસલમાનો અરસપરસ મંદિર મસ્જિદમા મળ્યા, અને થોડા જ દિવસ પર કોમી આગથી ભડકે બળતું કલકત્તા શાંત પડ્યુ ૧૫ મીના સપરમા દિવસની આ ભેટ ગાંધીજીને કલકત્તાએ આપી અને પેલા યુવકોની બેવકૂફીને ઢાંકી. એમ તે દિવસને તેણે ખરેખર ઉજાળ્યો ને ઊજવ્યો રાજાજીએ આ આખા કિસ્સાને એક મોટો જાદુ કહી તેના ઘડવૈયાને મહાન જાદુગર કહ્યો છે. સાચે જ, ચમત્કારનો યુગ હજી હિંદમાથી વીત્યો નથી.

પરંતુ આ ઉપરાંત ગાંધીજીની ખરી મોટી જય બીજી છે જૂન ૩ થી ઓગસ્ટ ૧૫ મી સુધીમા દેશમા બનાવો એટલા તો ઝપાટામાં બન્યા છે કે, શુ બને છે એ વિષે ઠરીને વિચારેય કરવા ભાગ્યે જ વખત કે વાતાવરણ હોય સૈકાઓનુ સમય-બળ છેવટે પોતાનુ સર્જનકાર્ય કરવા તરફ ઊલટયુ, ત્યા બીજુ બની પણ શુ શકે? હિંદના હજારો-વરસી ઇતિહાસને હિસાબે આ ગાળો એક ઘડી જેટલોય ગણાય? સાચે જ, ઘડીના છઠ્ઠા ભાગમા હિંદ આઝાદ થઈ ગયુ. તે વીજગતિની ઘટનામા જેમણે ભાગ ભજવ્યો છે, તે મહાપુરુષો પોતાના સંસ્મરણો આપશે તેને હજી કેટલીક વાર છે.

આ રગિયાનાની લડી લાવનાર ગાંધીજી છે, એમાં તો કોઈને શંકા નથી. એ જય એમનો છે. હું તે ઉપરાંત એક બીજી જયની વાત કરું છું. તે એ કે, એ મહાપુરુષે ચાહ્યા પણ કર્યું તે જ પ્રમાણે તે પૂરું પડ્યું છે. તેમણે કહેલું કે, આખા હિંદની પ્રતિનિધિ કોંગ્રેસ છે, તે લડીને સ્વરાજ લાવશે, પરંતુ તે હવે દેશ આખાના સૌ કોઈને માટે. આજે જે કાંઈ મળ્યું છે તે આખા દેશને મળ્યું છે અને જે સરકારે તે પોતાને હસ્તક કર્યું છે, તેમાં બધાને પ્રતિનિધિત્વ મળ્યું છે.

એટલું જ નહીં, એક રીતે જોતાં પાકિસ્તાન થયું એમાં પણ એ જ પક્ષનો વિજય ન કહેવાય? કોંગ્રેસે લડી લડીને એવો રંગ ઊભો કર્યો અને જગતમાં તેના સાક્ષિયા પૂર્યા કે અંગ્રેજો અહીંથી ઊઠીને જાય. એનો લાભ મુસલમાનો પણ પોતાનો મનમાન્યો મેળવી શક્યા! તેઓ પાકિસ્તાનથી જ રીઝે, તેઓ એ પણ કરી શક્યા! એ એમના અહિતમાં હોવા છતાં, એ ન જ સમજે તો તેને પણ કોંગ્રેસે કબૂલ્યું. અજાણપણે પણ એમાં એ જ સધાયું કે, હિંદના બધા વર્ગો આઝાદીમાં ભાગ પડાવી શક્યા.

અને એ પક્ષનો બીજો એક ભાગ એ હતો કે, હિંદ અંગ્રેજ પ્રજાનું વેરી નથી, તેનો હિંદ માટેનો રાજ્યલોભ દૂર કરવા તે માગે છે, જેથી ઉભયનું ભલું થાય. આજે આ વસ્તુ પણ સિદ્ધ થઈ ચૂકી છે. સ્વતંત્ર હિંદનો પહેલો ગવર્નર જનરલ એક હિંદમિત્ર અંગ્રેજ બને છે. આજે હિંદીઓને અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ રહ્યો નથી.

આમ લડતનું ફળ જે આઝાદી મળી તે હિંદ આખાને મળી છે. હવે તે તેનો કેવો ઉપયોગ કરે છે તે જોવાનું છે.

જય હિંદ!

ઓગસ્ટ, ૧ ૪૭

## ૧

## ૧૮૫૭ની શતાબ્દી

### ૧

આપણા દેશે આ સૈકામાં એવી જબરી પ્રગતિ કરીને કૂદકો માર્યો છે કે, તે પોતાના ઇતિહાસની સમીક્ષા એક એક સૈકાની ગણતરીથી કરી શકે છે, — એક પછી એક વરસ કે દસકાથી નહીં

૧૭૫૭માં બંગાળાનો નવાબ દેશની આઝાદી જતી જોઈને પહેલો અંગ્રેજો સામે ઝૂઝ્યો અમીચંદાઈ જેવી જાત જાતની અવળ-ચડાઈઓથી અંદરથી પોલો બની ગયેલો આપણો દેશ તેમાં પાછો પડ્યો તે કાળે અંગ્રેજો તો રાજવી પણ નહોતા બન્યા, માત્ર વેપારીઓ જ હતા અને તેય વળી બંગાળના નવાબની આણમાં! છતાં તેની સામે થવાનો અત્યાચાર તેઓ કરી શક્યા એ આપણા લોકની ત્યારની કરુણ દશા સૂચવે છે બીજી બાજુ તેઓના દેશમાં લોકો કદાચ ક્લાઈવ વગેરેના આવાં ઉદ્દંડ અને અવિચારી કરતૂતો પસંદ ન કરે તો સુરેકી! એટલે કલકત્તાની 'કાળી કોટડી'નું તૂત રચી સત્યની આંખમાં ધૂળ નાખીને, કેટલાક ગોરા ઉસ્તાદોએ કામ લીધું આમ અંગ્રેજી રાજ્યનું મંગળાચરણ શરૂ થયું

બરોબર સો વરસે આ અંગ્રેજ વેપારીની આગેકૂચ પૂરી થઈ દેશ પૂરો પરદેશીઓના હાથમાં ગયો દેશી રાજાઓને, અજગર ભરડું જે એમ ગણાતા દેશની એ વિપરીત ગતિની ખબર નહોતી પડી એમ નહીં, પણ તેઓની નમાલાઈ એવી એ જ ચાલુ હતી કે જેને લઈને સો વરસ ઉપર બંગાળનો નવાબ હારેલો તેમણે બને તેટલા ભેગા મળીને પાછી બાદશાહી સ્થાપવા અંગ્રેજો સામે "બળવો" પણ કર્યો આ એમનું કાર્ય 'સિપાઈઓનો બળવો' કહેવાયું, કેમ કે

૩

આ નેવું વર્ષમાં આપણે નવી દુનિયા પણ અનાયાસે જોઈ. વિજ્ઞાન, યન્ત્રોદ્યોગ, રાષ્ટ્રવાદ, અને વિશ્વયુદ્ધ ઇ૰ જોમાં જાણ્યાં. એ બધી નવી વાતોને સમજતા અને વાપરી જાણતા પણ થયા. પરંતુ આઝાદી આવી તે એ વડે નહીં. જે અભીચ દાઈ—, અરે અંગત સ્વાર્થોની સંકુચિતતાઓ અને તેને લઈને આચરાતી અવળચંડાઈ આપણા દેશને અંદરથી કોરી ખાતી હતી, તે બધા મેલને ગાંધીજીએ ધોઈ કાઢવાનો મંત્ર આપ્યો અને આપણું તે દ્વારા પ્રગટતું સાચું સત્ત્વ દેખાડીને કામ લેવાનો કાર્યક્રમ ગોઠવી આપણને આગળ લીધા. નાતજાત, ધર્મ, ભાષા, ઇ૰ અનેક કારણોથી અવળી બુદ્ધિએ ચડેલા દેશમાં — કદાચ અંગ્રેજી વિદ્યામાંથી તેના પાઠો મળ્યા તેથી — વેર-વિખેર પડેલી પ્રજાશક્તિને આમ આપણે કેન્દ્રિત કરી અને સ્વરાજ સિદ્ધ કર્યું

તેવે વખતે આપણે ૧૮૫૭ના આપણા પૂર્વજોના સાહસને યાદ કરીએ, એ એક રીતે ઉચિત છે તેમ જ ૧૭૫૭થી માંડીને જોઈએ તો બીજાં નાનાં સાહસો પણ નથી એમ નથી, પરંતુ એ બધાની ભાત ૧૯૪૭ના રંગથી જુદી હતી તે ભાત જગતનો પૂર્વરંગ હતો, એ ભૂલવું ન ઘટે. આજે જગતનો શાંતિ- અને યુદ્ધનિષેધ યુગ બેઠો છે. હિંદે તે બેસાડવામાં, તેના શાંત નિઃશસ્ત્ર મનાવાની સફળ રીત વડે, મોટો ફાળો આપ્યો છે. ૧૮૫૭નો શતાબ્દી ઉત્સવ માણતી વખતે આ મોટી વાત ભૂલવી ન જોઈએ, કારણ કે આપણે ત્યાં હિંસા, સ્વાર્થ ઇ૰ની પામરતાની અવળચંડાઈઓ, પ્રજાના જૂદા માનસમાંથી પાછી ડોકાઈ રહી હોય, એમ જોવા મળે છે

અરે, ૧૮૫૭ના શતાબ્દી ઉત્સવથી હિંસાના ગાન થવા લાગ્યાં છે! પંડિત જવાહરલાલે ૧૦૦ વર્ષમાં થયેલા અર્વાચીનતાના ફેર વિષે ધ્યાન ખેંચ્યું; પણ એથી મોટો ફેર તો હિંસામય ને શસ્ત્રબળ પ્રત્યેની

અંગ્રેજી કંપનીનું રાજ્ય સ્થપાયું હતું, અને તેને પોતાની નોકરીમાં રહેલા સિપાઈઓ સામેના આ યુદ્ધ વિષે સખત હાથે કામ લેવું હતું એટલે તેને 'સ્વાતંત્ર્યયુદ્ધ'નું રૂડું નામ તો શેનું જ મળે! પરંતુ તે યુગના અને દેશકાળના માપથી જોઈએ તો અંગ્રેજોને દેશમાંથી કાઢવાને માટેનો એ પ્રયત્ન હતો, તેની ના ન કહી શકાય

૨

૧૭૫૭ થી ૧૮૫૭ના ૧૦૦ વરસના ગાળામાં હકીમ થયેલા અંગ્રેજ લોકોએ ૧૮૫૭ થી તેમના કામનું નવું પાનિયું શરૂ કર્યું રાણીનું રાજ્ય સ્થપાયું લોકોને નિઃશસ્ત્ર કરીને કલમનું રાજ્ય આદર્યું તેમાંથી મને તેટલો ટુકડો દેશીઓને આપવા માટે નોકરી, ભણતર, ૪૦ની ગોઠવણો થઈ પછીથી ધારાસભાઓ ઇ૦ પણ યોજાયાં આ બધામાં આપણા ઉપલા લોકો જોડાયા તેમણે આ નવા રાજ્યનું સ્વરૂપ પણ કેવું છે, તે જોયું તેમાંથી રાષ્ટ્રીય સ્વમાન અને દેશના સ્વરાજનો વિચાર જન્મ્યો અને તે સારુ પ્રયત્નો શરૂ થયા

આ પ્રયત્નોનું સ્વરૂપ ત્રણ પ્રકારે વર્ણવી શકાય —

૧ ૧૮૫૭ના પ્રયત્નના જોગનું — સશસ્ત્ર 'બળવો' યોજવાનું

૨ સરકારી નોકરીઓનું મને તેટલું 'હિંદીકરણ' સાધવું અને ધારાસભામાં સ્થાન મેળવી મંધારણપૂર્વક રાજ્ય ચલાવવામાં ભાગ લેવો

૩ પ્રજાએ એક બની અસહકાર દ્વારા નિઃશસ્ત્ર શાંત બળવો કરવો

ત્રીજી રીત ક્રાંતી, પ ેલી નિષ્ફળ ગઈ અને આમ પ્રજામાં હતાશા જ પ્રેરતી રહી, જોકે તેના ખૂન વીરતા અને સાહસ પ્રગટ થયા, બીજી રીત ખીલતી ગઈ ખરી, પણ તે વડે સ્વરાજ ન આવે એવો અનુભવ થયો ત્રીજી રીત તરફ વળતા, ૧૦૦ પૂરાં નહીં, ૯૦ વરસમાં આપણે પાછા આપણું રાજ્ય કરતા થયા — અંગ્રેજો દેશમાંથી ગયા

આ ની પ્રસ્તાવના સાથે ૧૯૧૫ થી ૧૯૪૮ની હયાતા માર્ગસ્તંભ બતાવતો એનો લેખ ઉતાર્યો છે.

૧૫-૭-'૪૭ — મ૦ ]

પૂરી થતી પેઢીના પ્રવાહો વિષે લખવા માટે તો ગ્રંથો જોઈએ, એટલી મહત્ત્વની એ ગુજરી છે. તેને એક નાના લેખમા આછી રેખા રૂપે જ આલેખી શકાય. આ પેઢી એટલે છેલ્લા પચીસ ત્રીસ વર્ષનો જમાનો, તેને ટૂંકું અને સૂચક નામ આપવુ હોય તો દેશનો અને ગુજરાતનો ગાંધીયુગ એ છે આ યુગમા દેશની પ્રગતિ ભવ્ય અને જબરદસ્ત થઈ છે એની સમીક્ષા ટૂંકમા કરવા માટે, હું ગુજરાતને મુખ્યપદે ધ્યાનમા રાખીને ચાલીશ.

## પેઢીના પિતામહ

૧૯૧૭મા ગાંધીજીએ અમદાવાદમા પોતાનુ થાણું નાખ્યુ ત્યારે ગુજરાત ભાગ્યે જ હિંદના રાજકીય નકશા પર હતો. લોકજીવનના બીજા ક્ષેત્રો વિષે પણ એમ જ કહેવાય સિવાય કે, વેપારરોજગાર અને કમાણી તેમાથી આજે ગુજરાત હિંદના નકશા પર શોભે એવું સ્થાન પામ્યો છે. સ્વ શ્રી આનંદશંકર ધ્રુવે કહ્યુ હતુ એમ, "આ નવો જમાનો ગાંધીજીનુ સર્જક છે" એટલે એના પ્રવાહો પામવાને માટે ૧૯૧૭ બાદ ગાંધીજીએ જે આંદોલનો શરૂ કર્યાં તે જોવા જોઈએ, કેમ કે પૂરી થતી પેઢીની પ્રગતિ ગંગાનુ ગંગોત્રી ગાંધીજી હતા

### સત્યાગ્રહાશ્રમ

ઈ સ ૧૯૧૫મા હિંદમા આવ્યા બાદ ગાંધીજીએ દેશમા કામ કરવાની શરૂઆત સત્યાગ્રહાશ્રમની સ્થાપનાથી કરી આશ્રમ એટલે અર્વાચીન હિંદને માટે જરૂરના એવા સમગ્રજીવનનો સર્વાંગીણ નમૂનો. તેને જાગ્રત કરવો હોય તો રાષ્ટ્રજન તરીકેના સાચા જીવનનો નવો નમૂનો લેઈ આગળ રજૂ કરવો જોઈએ એમા જીવનના બધા પાસા ઓતપ્રોત રહેલા હોય યુગ પ્રમાણે જરૂરી જીવનક્રાંતિ સાધવાની રીત, પ્રાચીન કાળથી, આવી રીતના આશ્રમો દ્વારા જ સધાતી આવી છે

આવી પ્રસ્તાવના સાથે ૧૯૧૫ થી ૧૯૪૮ની કથાના માર્ગદર્શન બતાવતો નીચેનો લેખ ઉતાર્યો છે.

૧૫–૭–'૫૭ — મ૦]

પૂરી થતી પેઢીના પ્રવાહો વિષે લખવા માટે તો ગ્રંથો જોઈએ, એવી મહત્ત્વની એ ગુજરી છે. તેને એક નાના લેખમા આછી રૂપરેખા રૂપે જ આલેખી શકાય. આ પેઢી એટલે છેલ્લા પચીસ ત્રીસ વર્ષનો જમાનો, તેને ટૂંકું અને સૂચક નામ આપવુ હોય તો દેશનો અને ગુજરાતનો ગાધી-યુગ એ છે આ યુગમા દેશની પ્રગતિ ભવ્ય અને જબરદસ્ત થઈ છે એની સમીક્ષા ટૂકમા કરવા માટે, હું ગુજરાતને મુખ્યત્વે ધ્યાનમા રાખીને ચાલીશ

## પેઢીના પિતામહ

૧૯૧૭મા ગાધીજીએ અમદાવાદમા પોતાનુ થાણુ નાખ્યુ ત્યારે ગુજરાત ભાગ્યે જ હિંદના નાગરીય નકશા પર હતો. લોકજીવનના બીજા ક્ષેત્રો વિષે પણ એમ જ કહેવાય સિવાય કે, વેપારરોજગાર અને કમાણી તેમાથી આજે ગુજરાત હિંદના નકશા પર શોભે એવુ સ્થાન પામ્યો છે સ્વ શ્રી આનદશકર ધ્રુવે કહ્યુ હતુ એમ, "આ નવો જમાનો ગાધીજીનુ બાળક છે" એટલે એના પ્રવાહો પામવાને માટે ૧૯૧૭ બાદ ગાધીજીએ જે આદોલનો શરૂ કર્યા તે જોવા જોઈએ, કેમ કે પૂરી થતી પેઢીની યશ ગગાનુ ગગોત્રી ગાધીજી હતા.

## સત્યાગ્રહાશ્રમ

ઈ સ ૧૯૧૫મા હિંદમા આવ્યા બાદ ગાધીજીએ દેશમા કામ કરવાની શરૂઆત સત્યાગ્રહાશ્રમની સ્થાપનાથી કરી આશ્રમ એટલે અર્વાચીન હિંદને માટે જરૂરના એવા સમગ્ર-જીવનનો સર્વાંગીણ નમૂનો દેશને જાગ્રત કરવો હોય તો રાષ્ટ્રજન તરીકેના સાચા જીવનનો નવો નમૂનો લોકો આગળ રજૂ કરવો જોઈએ એમા જીવનના બધા પાસા ઓતપ્રોત રહેવા હોય યુગ પ્રમાણે જરૂરી જીવનક્રાંતિ સાધવાની રીત, પ્રાચીન કાળથી, આવી રીતના આશ્રમો દ્વારા જ સધાતી આવી છે

અર્વાચીન કાળમા પણ ગાધીજીએ આ જ પ્રાચીન રીત લીધી પૂર્વાચાર્યો પેઠે એમને પણ એ રીત સહજ હતી. અને એ રીત હિંદમા ચાલી ગુજરાતમા અનેક સેવાકેન્દ્રો આમાથી ફૂટ્યા.

આશ્રમમથકમાથી જે પ્રવૃત્તિઓ શરૂ થવા માડી તે હવે જોઈએ

## ગુજરાત રાજકીય પરિષદ

ગુજરાતમા આ અગાઉ મૉડરેટ દળનુ કાઈક રાજકારણ ચાલતુ હતુ અને તે મુખ્યત્વે અમદાવાદ જેવા મોટા શહેરમા જ ને થોડાક વકીલો જેવા લોકો દ્વારા આવા મોળુ કામથી કાઈ દહાડો નથી વળતો, એ પણ કેટલાક સમજતા હતા પણ નવી ઢબ જડી અને તે ઢબનો નેતા કોણ, એ સવાલો હતા આવી દશામા ગાધીજીએ ગોધરા મુકામે ગુજરાત રાજકીય પરિષદની શરૂઆત કરી એમાથી જ આગળ જતા ૧૯૨૦ બાદ ગુજરાત પ્રાંતિક સમિતિ જામી, કે જે આજ સુધી આપણા પ્રાંતનુ રાજકારણી કેન્દ્ર રહી છે

## અસ્પૃશ્યતાનિવારણ

આ પ્રવૃત્તિની સાથે જ અસ્પૃશ્યતાનિવારણ માટેની સસ્થા સ્થપાઈ અને આશ્રમવાસી શ્રી મામાસાહેબ ફડકે તે કામમા પડ્યા શ્રી ઠક્કરબાપા તેના પ્રમુખ* થયા ૧૯૨૧ બાદ તેમા ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક શ્રી પરીક્ષિતલાલ મજમુદાર જોડાયા આગળ જતા બીજા અનેક સેવકો તેમા જોડાયા અને ૧૯૩૨મા હરિજન સેવક સઘ રચાયો ત્યારે આ સસ્થા પ્રાંતિક હ૦ સે૦ સઘ રૂપે ગોઠવાઈ, અને આજ સુધી તે પોતાનુ કામ કરે છે

* આદિવાસીઓની સેવાનો પ્રારભ પણ અહી નોંધવો જોઈએ શ્રી ઠક્કરબાપાએ પચમહાલમા ભીલ સેવામડળ શરૂ કર્યું વેડછી, બારડોલી તાલુકામા ૧૯૨૪ બાદ રાનીપરજ સેવા શરૂ થઈ દૂબળાઓ માટે પણ, આગળ જતા કામ જામ્યુ કે તેવુ જ બારૈયા કોમ માટે બોચાસણનુ

## સત્યાગ્રહનો આરંભ

આ જ કાળમાં ગાંધીજીએ સત્યાગ્રહી લડતની પોતાની ખાસ પદ્ધતિનો પણ પરિચય ગુજરાતને આપ્યો. વીરમગામ જકાતબારી, ખેડા મહેસૂલ પ્રકરણ, અમદાવાદના મજૂરોનો સવાલ,— આ બધું અંગેની લડતો લડાઈ તેમાંથી ગુજરાત માટે નવયુગના નેતાઓ સહેજે ઘડાઈ આવ્યા, એ પણ નોંધવું જોઈએ.

## રાષ્ટ્રીય શિક્ષણ

આશ્રમની સાથે રાષ્ટ્રીય શાળા ચાલુ કરવામાં આવી* હતી. ૧૯૨૦માં અસહકાર જાગ્યો તેની સાથે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ, અને તેમાં અનેક સંસ્થાઓ જોડાઈ. આમ વિદ્યાપીઠ જન્મતાં ગુજરાતને અનેક સ્નાતક-સેવકો મળતા રહ્યા, અને તેઓ પાંગરવા લાગેલા પ્રાંતવ્યાપી સેવાદળની સંભાળમાં લાગતા ગયા.

## આશ્રમજીવન દ્વારા ક્રાંતિ

આશ્રમ દ્વારા અજાણ્યે તો એક સામાજિક ક્રાંતિ થવા લાગી હતી. સાદો ખોરાક, જાતમહેનતુ અને સાદું જીવન, સાદો પહેરવેશ, સ્ત્રીસન્માન, સ્વદેશી, સ્વચ્છતા અને જાજરૂસફાઈ, કોમ કે નાતજાતના યા અસ્પૃશ્યતાના ઊંચનીચ ભેદો વગરનું એકસરખું હિંદી જીવન, ધર્મપરાયણ લગ્નપદ્ધતિ, સાદી અને સંગીતમય ઉપાસના, ઇત્યાદિ અનેક બાબતોનો પ્રથમ પરિચય ગુજરાતને આશ્રમે આપ્યો. અને એમાં ઓછોવત્તો વખત રહી જનારા સેવકો આ બધાનો નવજીવન-મંત્ર જનતામાં ફેલાવતા ગયા.

* ગાંધીજીએ રાજકીય પરિષદની પેઠે પહેલી ગુજરાત કેળવણી પરિષદ પણ ભરૂચ મુકામે ભરી હતી, અને તેમાં રાષ્ટ્રીય કેળવણીના વિચારો જાહેર કરવાનું શરૂ કરેલું. રાજકીય કામ માટે જેમ આગળ પર પ્રાંતિક સમિતિ જન્મી, તેમ રાષ્ટ્રીય શિક્ષણને માટે, ભરૂચ પરિષદમાંથી આગળ ગુજરાત વિદ્યાપીઠ જન્મી.

### નવજીવન સંસ્થા

અને આ નવ-મંડાણનો સંદેશ લોકોમાં સમજાતો જાય તે સારુ નવજીવન સંસ્થાનો જન્મ થયો. તે દ્વારા ગુજરાત અને હિંદમાં એક નવા પ્રકારના પત્રકારત્વના પણ ગણેશ બેઠા. મને ખબર છે ત્યાં સુધી, નવજીવન શરૂ થયા અગાઉ ગુજરાતીમાં સાપ્તાહિક ખબરપત્ર હતાં, પણ કદાચ એકે એવું વિચારપત્ર નહોતું.

દેશના અને ગુજરાતના વ્યાપક જાહેરજીવનમાં આ રીતે નવું મંડાણ થયું. તેમાંથી આગળ શું થયું તે જોતા પહેલાં, આ નવયુગનું મુખ્ય અગ્રણી બળ કેવું જન્મ્યું એ જોતા જઈએ.

### પેઢીનું સેવકવૃન્દ

ગાંધીજીની પ્રવૃત્તિ શરૂ થતાં એક ખાસ નોંધપાત્ર વસ્તુ બની તે એ કે, ૧૯૨૦ સુધી ગુજરાતના જીવનમાં થિયૉસૉફી હોમ રૂલ લીગ, ગુજરાત સભા, આર્યસમાજ, સંસારસુધારો, સમાજસેવા ઇત્યાદિ રૂપે જે છૂટી છૂટી કામગીરી ચાલતી હતી, તે ગાંધીજીની વિશાળ કાર્યપદ્ધતિ અને આધ્યાત્મિક સેવાદૃષ્ટિની અંદર ભળી ગઈ. ગાંધીજીની અપીલ માનવમાં રહેલી ધાર્મિક સેવા- અને ત્યાગ- વૃત્તિને ઉદ્દેશીને હતી. ગાંધીજી પોતે એક સાધક હતા અને તે તરીકે તે દેશકામ કરતા હતા. સાધનાની નવી ઢબ જ તેમણે બનાવી. આથી આ નવા કામોમાં પરોવાયા અનેક સેવકો, પોતે પોતાની શક્તિ પ્રમાણે નવું જીવન મંડણ કરીને, ઉદય પામતી નવી જ ઢબના જાહેર જીવનમાં ગોઠવાઈ ગયા. અને વિશેષ તો એ કે, આ બધા ઝરણાંનો એક નદ બન્યો. તેનું કારણ એ કે, જાહેર સેવા અને રાજકારણને ગાંધીજીએ દેશપ્રેમ અને ધર્મની એક નવી દૃષ્ટિ આપી ત્યાગ, બલિદાન, અને સંયમ તથા આત્મશુદ્ધિપૂર્વક મૂક સેવાકામ કરવું, એ જાહેર સેવક માટે એક નવી દીક્ષાનો મંત્ર બની ગયો. ગોખલેની ભારતસેવક સમાજ પેઠે બંધારણ-યુક્ત સંગઠન ભલે એ ન બન્યું, પરંતુ કુટુંબન્યાયે કામ કરતો એક નૈતિક સેવક સમાજ ઉદય થતો ગયો. બાહ્ય નજરે જોઈએ તો

આમ સેવકોનુ સગઠન મુખ્યત્વે ૧. સત્યાગ્રહ આશ્રમ, ૨ ગુજરાત વિદ્યાપીઠ અને નવજીવન ૩. તથા પ્રાતિક સમિતિ — એ ત્રણ કેન્દ્રોના કાર્ય મારફત થતુ રહ્યુ હતુ

### સરદાર વલ્લભભાઈ

અને એના અગ્રણી સરદાર વલ્લભભાઈ થયા ત્યારે તે "સરદાર" નહોતા ગાધીજીના રાજકારણનો ઉદય થતા જૂનુ જ્ઞાની દ્વારા ચાલતુ બોલકુ રાજકાજ પૂરુ થયુ એ રાજકાજમા છીક નહોતો સરદાર વલ્લભભાઈ એમા ઝાઝુ હૈવત જોતા નહોતા પણ ગાધીજીની રાજકારણી પદ્ધતિમા એમણે બેધડક કામ કરવાપણુ અને બહાદુરી જોયા એટલે વકીલી છોડીને તે દેશના કામમા પડ્યા

આમ વકીલો અસહકારી રાજકારણમાથી ૧૯૨૦ થી દૂર થયા તે લગભગ ૧૯૩૫–૩૭ સુધી પછી આમા વળતા પાણી થવા લાગ્યા અને આજે ધીમે ધીમે પાછુ જૂનુ જ થઈ રહેશે કે શુ એમ લાગે છે જાહેર સેવકોનો ધધો ચોવીસે કલાકનો ગાધીજીએ કરી મૂક્યો એ પરપરાએ ગુજરાતમા મૂળ નાખ્યા છે સ્વરાજ યુગમા એ પરપરા આગળને માટે કેવુ સ્વરૂપ પકડશે તે હવે જોવાનુ રહે છે અહીયા એ નોધવુ જોઈએ કે, આ પરપરાને ચાલુ રાખવા સ્વ મહાદેવ દેસાઈના સ્મારક ટ્રસ્ટે ગુજરાત વિદ્યાપીઠમા સમાજસેવા મહાવિદ્યાલય શરૂ કર્યું છે

### ગુજરાત પ્રાતિક સમિતિ

ઉપર આપણે જોયુ કે આ આખી પેઢી કમિશન પ્રાતની મુખ્ય રાજકીય સસ્થા ગુ પ્રા સમિતિ રહી છે યુગપિતાની કાર્યપદ્ધતિ રચનાકાર્ય દ્વારા સગઠિત કરીને નવી જ ઢબનુ રાજકારણ બનાવવાની હતી તે પ્રમાણે પ્રાતિક સમિતિ પોતાનુ કામ કરતી રહી છે રેલ સકટ, પ્લેગ દુકાળ ઇત્યાદિ જેવા આગતુક રાહતકામોથી માડીને સ્વરાજની લડતો લડવી વગેરે કામો તે કરતી આવી છે રાષ્ટ્રના

અનેક રચનાકામોને તેણે મદદ કરી છે ઉપરાંત તેણે સ્થાનિક સંસ્થાઓની તથા ધારાસભાની ચૂંટણીઓમાં ભાગ લીધો છે, અને પ્રાંતની આ પાર્લમેન્ટરી ગણાતી પ્રવૃત્તિને વ્યવસ્થિત દોરી છે અને ધીમે ધીમે કરીને તેમાં તેણે અદ્વિતીય સ્થાન મેળવ્યું છે

૧૯૩૦ની લડત પછી દેશમાં સમાજવાદી પક્ષની વાતો શરૂ થઈ ગુજરાતમાં પણ કેટલાક નવજુવાનો પોતાને સમાજવાદી કહેવા લાગ્યા પણ એક પણ ગણાય એવું સંગઠન તેઓ ભાગ્યે જ રચી શક્યા કેમ કે દેશની આ વખતની મુખ્ય માગ સ્વતંત્રતાનું હતું, અને સ્વતંત્રતા આવ્યા વગર સમાજવાદ તો ડગલું ભરી ન શકે, એવી એની ફિલસૂફી છે એટલે આ વાદ મોટે ભાગે વાતોના વડા જ કરી શકે તેથી દેશના ડગલા જેવા કામોને વરેલી પ્રાંતિક સમિતિને તે ડગાવી ન શક્યો વળી ગાંધીજીએ દેશને દરિદ્રનારાયણની સેવાનું જ ધ્યેય આપ્યું હતું, અને તેને માટે કાર્યક્રમ પણ આપ્યો આથી સમાજવાદી લોકો ધ્યેયની દૃષ્ટિએ કોઈ રીતે આગળ નહોતા. વળી એ વાદની નવમતવાદી ફિલસૂફી પણ લોકોને રુચે એવી નહોતી ગાંધીજીએ બતાવેલા સંયમ-પ્રધાન છતાં સ્વતંત્રતાવાદી આચારવિચારની સરખામણીમાં આ નવમતવાદ લોકને અકારો થઈ પડ્યો હવે સ્વતંત્રતા આવી છે ત્યારે આ બાબતમાં શું થાય છે, તે જોવાનું રહે છે આજે કોંગ્રેસે હવે પોતાનું મુખ્ય કામ પૂરું કર્યું છે, તે નવજીવનમાં નવા ધ્યેયને સ્વીકારીને પ્રયાણ કરે છે તે વખતે તેની હરીફ થઈ શકે એવી એક માતબર સંસ્થા કે રાજદ્વારી પક્ષ નથી સામ્યવાદી તથા સમાજવાદી પક્ષો છે, પણ તે આજે તો કોઈ ખાસ પ્રતિષ્ઠાવાળા નથી સ્વરાજ આવતાં હિંદુ મહાસભા પક્ષે મોટી આશા રાખી કે કોમી બુદ્ધિનો લાભ લઈ પોતે ઉપર આવી શકે પરંતુ ગાંધીજીના બલિદાને અત્યારે તો એ આશાને સાવ ટાઢી પાડી દીધી છે, અને કોંગ્રેસ સરકાર ગેરકોમવાદી રાજ્ય સ્થાપવા માટે દૃઢ મત ધરાવે છે

## નવી કેળવણી

રાજકારણ પછી બીજા ક્ષેત્ર પર આવતાં, કેળવણી મુખ્ય ગણાય. ગાંધીજીને મન રાજદ્વારી સ્વરાજ ગૌણ બાબત હતું. તે મેળવીને કરવાનું તો રચનાત્મક જ હતું અને તેમાં કેળવણી મુખ્ય છે. આ ક્ષેત્રમાં મુખ્ય કામ કરનાર સંસ્થા ગૂજરાત વિદ્યાપીઠ ગણી છે. ૧૯૨૦માં તે રચાઈ હતી. સરકાર જોડે અસહકાર સ્વીકારી ગુજરાતની અનેક સંસ્થાઓ તેની સાથે જોડાઈ. તેઓમાં મુખ્ય ગણાય અમદાવાદની પ્રોપ્રાયટરી સ્કૂલ, આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી, ભાવનગરની દક્ષિણામૂર્તિ, સુરતની સાર્વજનિક સોસાયટી વગેરે. તેથી ત્યાં એક નવું રાષ્ટ્રીય કેળવણીનું મંડળ બન્યું. તેણે થોડાં વર્ષ કામ કર્યું, પછી આજે તેની પ્રવૃત્તિ લગભગ આટોપાઈ કહેવાય.

૧૯૨૦–૨૧નો અસહકારી પવન પાછલાં વર્ષોમાં મંદ પડવા લાગ્યો હતો. એકલી કેળવણીને પણ જો સરકારથી સ્વતંત્ર કરીને પ્રજાકીય કરી શકાય, તોપણ અસહકાર સરકારને માત કરીત, એ આશા રહી નહોતી. ૧૯૨૪–૨૫ માં ગાંધીજીએ અસહકારને શિક્ષણમાંથી દૂર કર્યો. પ્રજામાં સરકારી શિક્ષણનો મોહ દૂર ન થયો. પરિણામે રાષ્ટ્રીય સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવા લાગી. આ સ્થિતિ પરથી વિચાર કરીને અનેક સંસ્થાઓ પાછી સરકારી થવા લાગી. તેમાં બે મુખ્ય નોંધપાત્ર ગણાય: ૧. પ્રોપ્રાયટરી સ્કૂલ, અમદાવાદ; ૨. આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી.* આમ કેળવણી દ્વારા સ્વરાજ અને સ્વતંત્રતાનો ગાંધીજીનો પ્રયોગ ધીમે ધીમે ગૂજરાત વિદ્યાપીઠમાં સીમિત થયો, અને તે આજ સુધી ચાલુ રહ્યો છે.

દક્ષિણામૂર્તિએ ગુજરાતના શિક્ષણમાં એક નવું ચિહ્ન ઉમેર્યું: તે બાળશિક્ષણ. તેના નાયક સ્વ. ગિજુભાઈ બધેકા હતા. તેમણે નાના

* આગળ જતાં, ૧૯૩૫ બાદ આ પ્રવાહ કૉલેજો અને યુનિવર્સિટી રચવા તરફ વળ્યો. જુઓ, અમદાવાદ તથા આણંદની આ ક્ષેત્રની પ્રવૃત્તિઓ.

બાળકોના શિક્ષણનો વિચાર ગુજરાતમા જાગ્યો આ હિલચાલ મોટા ગામો કરતા આગળ ન જઈ શકી, અને તેનો પ્રચાર ઉપના વર્ગોમા વિશેષ રહ્યો ૧૯૩૭ માર્ વર્ધા યોજનાનો નવો વિચાર આવ્યો. તેમા ગાંધીજીએ કેળવણી વિષેના પોતાના સમગ્ર દર્શનને પ્રત્યક્ષ રૂપ આપ્યુ અને તેને કારગત કરવા સારુ વિજ્ઞાનશુદ્ધ અને વહેવારુ રસ્તો બતાવ્યો બાળશિક્ષણના કેટલાય મુખ્ય તત્ત્વો એમા આવી ગયા. ઉપરાત તેમા આપણી રાષ્ટ્રીય જરૂર અને વહેવારની ભૂખ સતોષવાપણુ હતુ. દક્ષિણામૂર્તિ સસ્થા બધ થતા આ નવો વિચાર અપનાવીને શ્રી નાનાભાઈ ભટ્ટ ભાવનગર પાસે આમવામા ગ્રામદક્ષિણામૂર્તિ* સ્થાપી, કેળવણી દ્વારા રચના ર્યનુ કામ શરૂ કર્યું છે

આ બધા પ્રવાહોમા ગૂજરાત વિદ્યાપીઠે પોતાનુ નામ અક્ષત ચના યે રાખ્યુ છે શિક્ષણમા અમલદાર દૂર થતા તેણે રાષ્ટ્રીય સેનાને તૈયાર કરવાનુ ધ્યેય સ્વીકારી દેશની સાચી સગીન કેળવણી થવાનો ઉદ્દેશ પોતાનો કર્યો ગામ । ભણી કેળવણીનુ મો હોવુ જોઈએ, નહી તો કેળવણી સાચા રાષ્ટ્રની નહી બની શકે

વિદ્યાપીઠની ઉત્પત્તિ એ વિચારમાથી હતી કે, જે કેળવણી સ્વરાજ સ્વાતત્ર્યથી વિમુખ છે તે કેળવણી જ નથી માટે સ્વતત્રતા અને સ્વરાજ મેળવવા મથવુ એ કેળવણીનુ એક મુખ્ય અને મોટુ કામ છે કેળવણીમા અસહકારનો સાચો અર્થ જ આ હતો આથી કરીને વિદ્યાપીઠે ખરી, અસ્પૃશ્યતા ગેમી એમનાને ખાતર તથા સ્વરાજની લડતને માટે વિદ્યાર્થીસખ્યા સામે ન જોયુ, અને કઠ રતા ગુણને વહાલો કર્યો ૧૯૩૦-૩૪મા તથા ૧૯૪૨-૪૫મા આ અર્થે તેણે પોતાનુ સર્વસ્વ હોમ્યુ આનુ ફળ સારુ જ આવ્યુ તેનુ કામ આખા ગુજરાતમા નૈતિક રૂપે પથરાયુ અને ભને સખ્યાબધ વિદ્યાર્થીઓ

---

* આગળ વધી, આમાથી 'લોકભારતી' નામે ગ્રામશિક્ષણ કેન્દ્ર ત્યા હવે ખીલવવામા આવ્યુ છે

એ સંસ્થામાં ન આવ્યા, પણ સ્વરાજની લડતની હાકલ વાગે તે વખતે તેમાં જોડાવું એ સાચી કેળવણી છે, એ મંત્ર વિદ્યાપીઠની જાગતી જ્યોતને વરીને બધે વ્યાપક બન્યો. આમ પોતાના મૂળ ઉદ્દેશમાં વિદ્યાપીઠે પૂરી સફળતા મેળવી.

## કેળવણીમાં ક્રાંતિ

વિદ્યાક્ષેત્રમાં પણ એનું કામ એવું જ મૌલિક અને પાયારૂપ થયું ઉદ્યોગનું કેળવણીમાં મહત્ત્વ, શિક્ષણનું માધ્યમ સ્વભાષા હોવી જોઈએ, હિંદુસ્તાનીનું રાષ્ટ્રભાષા તરીકે સ્થાન, અંગ્રેજીનું ઘરેડપણું બહુમાન દૂર કરવું, દેશી ભાષાઓને બીજી ભાષા તરીકે શિક્ષણમાં સ્થાન, શિક્ષણમાં લલિતકળાઓનું મહત્ત્વ, શિક્ષણમાં ભાવના અને ચારિત્ર્યની ખિલવણીનું અગ્રસ્થાન, ઇત્યાદિ અનેક બાબતો તેણે શિક્ષણમાં નવી જ વિચારી અને અમલમાં ઉતારી બતાવી આથી ગુજરાતમાં કેળવણીના વિચારો આ રીતે કદાચ પહેલવહેલા ઘડાયા આ કામોને માટે જરૂરી પ્રકાશનો તેણે તૈયાર કરાવ્યાં એમ કહેવાય કે, નવજીવન અને વિદ્યાપીઠે મળીને ગુજરાતી સાહિત્યમાં નવી જ ભાત પાડી, અને કેટલુંય મૌલિક સાહિત્ય પૂરું પાડ્યું ગાંધીજીની પ્રેરણાથી જોડણીકોશનું કામ શરૂ થયું, તેણે ભાષાને પોતાનો ચાલુ કોશ આપ્યો. કેળવણીના અનેક અંગોને માટે સુંદર પાઠ્યપુસ્તકો મળ્યાં નવા ગુજરાતને માટે પ્રાથમિક વાચનમાળા આપી

આ બધાનો સ્વાદ આજ સુધી ગુજરાતને રહેલો છે, અને એ કામ હવે સ્વરાજ આવતાં વધુ ચાલવું જોઈએ એમ પ્રજા છે.

## પેઢીનાં મુખ્ય ત્રણ બળો

નવો યુગ જન્માવનારાં બળો મુખ્યત્વે ત્રણ ચાર હોઈ શકે છે —

૧ રાજકીય ક્રાંતદૃષ્ટિ

૨. શિક્ષણમાં ક્રાંતદૃષ્ટિ,

૩. ધર્મ અને જીવનમાં ક્રાંતદૃષ્ટિ

આ ત્રણેમાં અરસપરસ સંબંધ હોય છે ત્રીજી ક્રાંતિ પાયાગત મૂળ હોય છે અત્યાર સુધી આપણે ગાંધીયુગમાં થયેલી પહેલી બે ક્રાંતિ વિશે ઈંક જોયું ત્રીજી વિશે હવે જોઈએ

આ આખા યુગમાં પહેલી ક્રાંતિની સંસ્થા કોંગ્રેસ અને બીજીની સંસ્થા ગૂજરાત વિદ્યાપીઠ છે ત્રીજી ક્રાંતિ માટે એવી કોઈ સંસ્થા નથી એ વિશે ગાંધીજીએ કહ્યું, હું સનાતની હિંદુ છુ, મારો કોઈ અનુયાયી નથી, હું જ મારો પોતાનો અનુયાયી બનવા હમેશ મથું છુ આમ તે પોતે જ ધર્મક્રાંતિની સંસ્થા હતા અને અંતે શહીદ થઈ જે ધર્મકાર્ય કર્યું તે ખરેખર અવતારકાર્ય જેટલું મોટું અને મૌલિક ધર્મસંસ્થાપનાનું નીવડ્યું છે અને એમ તે જિસસ પેઠે પોતે એક ધર્મસંસ્થા સદાને માટે બન્યા છે આનું મૂલ્ય સમજવા ઇતિહાસ પર પર ઊંડી નજર નાખવી જોઈએ તો જણાશે કે, આ પેઢી હિંદના અર્વાચીન ઇતિહાસની સોનેરી પેઢી છે નૈમએોથી એ. પછી એક પસાર થતી સામાન્ય પેઢી આ નથી

### ધર્મમાં ક્રાંતિ

જેને આપણે સનાતન હિંદુ ધર્મ માનીએ છીએ, તે હિંદના પ્રાચીન ઇતિહાસનું ફળ હતું એમ ગણાય તેનું ચોક્કસ સ્વરૂપ હિંદમાં ઇસ્લામ આવ્યો તે પૂર્વે ઘડાઈ ચૂક્યું હતું તેના બે પાસા છે એક તો તેનું જીવન દર્શન. ઇશ્વરમાત્ર એક અદ્વૈત છે એને વફાદાર રહેવું જોઈએ આ પાસું દુનિયાના દર્શનોમાં આજ સુધી અદ્રૂદ અદ્વિતીય છે

બીજું પાસું ઇતિહાસના સંજોગોમાં હિંદુજીવન જેવું ઘડાયું તે છે અનેક જાતિઓ અને પ્રજાઓ દેશમાં આવતી ગઈ અને એક સમાજ રચાતો ગઈ તેમાં ઊંચનીચતા અને અસ્પૃશ્યતાનો ખ્યાલ ઘૂસ્યો અદ્વૈતનો ઉપાસક સમાજ આવી ભૂલ કરી બેઠો. પણ સનાતન ધર્મમાં એ ' અછૂતું અંગ ' એમ રૂઢ થઈ રહ્યું છે. ઇસ્લામે તેથી તેના પર વિજય મેળવ્યો, પણ ધીમે ધીમે તે પણ ટકાવ્યો અને બંને ધર્મ

સરખા રીતે બની ગયા. તેથી જ શિસ્ત, કવાયત અને રાષ્ટ્રધર્મવાળી ગોરી પ્રજાઓ આવી ત્યારે તેમના ઉપર ફાવી ને રાજ્ય સ્થાપી શકી.

આ બંને કાળમાં જે પુનરુત્થાન થયાં તેના આદિપુરુષો ધર્મ-પુરુષો હતા. ઇસ્લામકાળમાં રામાનંદ, કબીર, નાનક, રામદાસ વગેરે થયા. તેમના ધર્મદૂધને પીને શીખ-મરાઠાઓ જાગ્યા. અંગ્રેજ કાળમાં પણ આપણે ધર્મબળથી જ આગળ વધ્યા છીએ આ બળ ગાંધીની પેઢીમાં વ્યાપકમાં વ્યાપક અને વધુમાં વધુ પ્રેરક બન્યું. નાતજાતની વાડાબંધી અને ઊંચનીચના તથા અસ્પૃશ્યતા — આ ઊંડા ઝેર સામે લડીને આપણી પેઢીએ સનાતન હિંદુ ધર્મનું સાચું તેજ પ્રગટ કર્યું. જેટલું તે પ્રગટ કર્યું તેટલું આપણે ફાવ્યા. આમ સાચા સનાતન હિંદુ ધર્મનું બળ ગાંધીજીએ ફરી દાખવી બતાવ્યું છે, અને આપણને ચેતવી ગયા છે કે, આ ઝેર જો હિંદુઓ નહીં કાઢે તો હિંદુસ્તાન અને હિંદુ ધર્મ નાશ પામશે. તેથી જ આપણે શરૂમાં જોયું તેમ, આર્યસમાજ, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, થિયોસોફી, ઇત્યાદિ ધર્મસ્રોતો આ પેઢીમાં કૃતકૃત્ય થઈ નવા ધર્મબળમાં લીન થતા ગયા. આવા વ્યાપક બળની અસર જીવન અને ધર્મના બધાં અંગો પર તથા વિધવિધ સંસ્થાઓ ઉપર પડી છે તે બધીને વિગતે અહીં તપાસી ન શકાય પરંતુ એક વસ્તુ છેવટે નોંધવી જોઈએ અને તે એ કે, હિંદુ ધર્મ પહેલવહેલું ધર્મઝનૂન શીખ્યો કે શું?

## હિંદુઓ ઝનૂન શીખે છે?

ઇસ્લામમાં ધર્મઝનૂન છે એ તો સૌ જાણે છે. યુરોપની ગોરી પ્રજામાં પણ રાષ્ટ્રધર્મી ઝનૂન છે, આ ઝનૂન રાજકારણી અને સામાજિક છે, છતાં યુદ્ધો પ્રેરે તેવું એક ઝનૂન જ તે છે. આ બંને ઝનૂનો પરથી હિંદુઓ ધર્મ અને જીવનની બાબતમાં ઝનૂની બન્યા કે શું? નહીં તો હિંદુને હાથે ધર્મપુરુષનું ખૂન થાય, એ પહેલવહેલું તેના ઇતિહાસમાં બન્યું, તે શી રીતે સંભવે?

આ મનાવથી આ પેઢી પૂરી થઈ એમ ગણીએ, તો પૂરી થતી આપણી પેઢી ખરેખર એક મહાન પેઢી છે તેનો વારસો પામનાર પેઢી તે જીરવે અને ઊંચી બનાવે એવી આશા સૌ કોઈ સેવે છે

૭–૧૦–’૪૮

૩

## સો વર્ષ ઉપર

['ટાઇમ્સ ઑફ ઇંડિયા' પત્ર રોજ ૧૦૦ વર્ષ પર, જે તે તારીખે બહાર પડેલા તેના જૂના અંકમાંથી ફકરા ઉતારે છે તેમાંથી ]

૧

પંજાબ જિતાયા પછી અંગ્રેજોને હિંદમાં વ્યવસ્થિત રાજ્ય સ્થાપવાની શરૂઆત કરવાની થઈ તેમણે નહેરો ખોદાવવાનું શરૂ કર્યું. પણ પછી અટકી ગયા અને રેલવે બાંધવાના ઘેલા થઈ ગયા, એ વળી બીજી વાત આ તારીની ટાઇમ્સની ખબર નીચે ઉતારી છે

'ગંગા માટે નહેરો— યોજવામાં આવેલી કે ખોદાવી શરૂ થયેલી નહેરોમાં ગંગાની નહેર મોટામાં મોટી છે આ દસ બાર લાખ પાઉંડ એના ખર્ચનો અંદાજ છે લંબાઈ ... માઈલ છે, ને તે બધાના વહાણ ફરી શકશે ૫૫ લાખ એકર જમીનને તે પઈ શકશે અને ચાર લાખ પાઉંડ મહેસૂલ તે આપશે. લૉર્ડ ઑકલૅન્ડની ગવર્નરીમાં તે શરૂ થઈ સારાં એવાં અનેક કામો પેઠે આ કામ એલનબરોના વખતમાં બાજુ પર ફેંકાયું, આજે લૉર્ડ ડલહાઉઝીએ પાછું ચલાવ્યું અને લૉર્ડ ડેલહાઉઝીએ કહ્યું કે, સરકારને સારુ નાણાંની તંગી કરે એવા આ કામના કોઈ વિઘ્ન આડે આવવા દેવામાં નહીં આવે, જોકે તે વખતે સખત નાણાંભીડ હતી

યોજનાઓ ઘડવી અને તેનો અમલ કરવો એ જુદી વસ્તુ છે, એ પણ નોંધવા જેવું છે

૨

બીજો ઉતારો છે તે આનાથી વધારે મજાનો છે તે આપણી પ્રજા નોકરી ને અમલદારી કેટલું સમજીને ચાલે છે, તે બાબતમાં

છે આજે પણ એ દશામાથી આપણે નીકળી ગયા છીએ એમ કહી શકાય ખરુ? આપણા લોકમા ઘર કરી બેઠેના જાગીરદારી ને રાજાશાહીના ખોટા ખ્યાલો એની જડમા રહેલા છે એમાથી નીકળવુ જોઈએ એ સ્પષ્ટ છે નીચેનો ઉતારો આરસીરૂપ બને છે —

નવેમ્બર ૭, ૧૮૪૮

'સરકારી નોકરી કે અમલદારી અંગે જે પગાર અને હક મોભો વગેરે મળે છે, તેને હિંદુસ્તાનમા તે પેટે કરેલા કામ કે બજાવેલી ફરજનુ મહેનતાણુ નથી ગણાતુ, પરતુ સદ્ભાગ્યે જિંદગીમા સારી રીતે ગોઠવાઈ ગયા, તે પદ કે નિમણૂકની સાથે મળતી વિશેષતા જેવુ મનાય છે પદના અધિકારી થવાથી કોઈને નોકરીમા નીમીને કે બીજી રીતે ખટાવવાનો હક ગળે છે, તે રાજ્યના ફાયદાને સારુ વાપરવાનો ટ્રસ્ટ છે એમ નહી, પણ મિત્રોના લાભને માટે વાપરવા સારુ ઉપરથી મળતુ વિશેષ છે, એમ મનાય છે આ ભ્રમ ઊચામા ઊચાથી માડીને નીચામા નીચા બધામા અને બધા વર્ગોમા પ્રવર્તે છે"

૩

અત્યારે આપણે ત્યા રૂની તગીની બૂમો પડે છે ખરુ જોતા એ બૂમ અર્ધી સાચી છે, તે માત્ર ઊચી જાતના રૂની બૂમ જ છે બાકી સામાન્ય ટૂકા રેસાનુ રૂ તો આપણે ત્યા બહુ છે પણ તેને મિલો વાપરતી નથી, કેમ કે તેથી નફો ઓછો ઊતરે છે

આ બૂમ જૂની છે ઈસ્ટ ઇડિયા કપનીના જમાનામા અગ્રેજો એ બૂમ પાડતા, પણ જુદે કારણે તે વિશે નીચેની નોધ કહેશે અને આપણા દેશના લોકસ્વભાવ વિષે પણ એમા એક ટીકા છે, તે પણ બોધક લાગે છે

ઑક્ટોબર ૩૧ ૧૮૪૮

દક્ષિણ હિંદમાં રૂની ખેતીના પ્રયોગો —

૧૮૪ ને અતે અમારે ઈસ્ટ ઇંડિયા કપનીના નાણાનો દુર્વ્યય, રૂની બાબતમા ઇગ્લેન્ડ અમેરિકાથી સ્વતત્ર બને તે સારુ અજમાવેલી વિજ્ઞાન યોજનાઓની નિષ્ફળતા, હિંદના મજૂરની હતી તેવી ને તેવી દશા, અને માન્ચેસ્ટરના ઉદ્યોગવાળાઓની આશાઓ ફોક થતા તેમનો પાકો અસતોષ . આ અમારે નોધવાનુ છે .

"હિંદના લોકોને યંત્રો પ્રત્યે અરુચિ છે, અને તેઓ ટોળામાં ભેગા થઈ કામ કરવા તૈયાર નથી. તે સ્વભાવે નરમ અને નાને એવો આજ્ઞાળુ છે, અને એના ઉપર સીધી દેખરેખ હોય તો જ આજ્ઞા માનીને વર્તે છે. કપાસની ખેતીમાં કાંઈક ફેરફાર કરી શકાય તો તે પૂર્વે તમારે બાંધા ખેડૂતવર્ગની બધી ટેવોમાં ધરમૂળથી ફેરફારો કરવો જોઈશે. અને વખતની કિંમત છે એમ તેને લાગે એવું કરવું પડશે. તેમની જરૂરિયાતોની સંખ્યામાં તમારે વધારો કરવો જોઈશે, અને તેમના ઉપર નીચેના સૂત્રની અસર છે તે દૂર કરવી પડશે. તે સૂત્ર એમને એમ શીખવે છે કે 'દોડવા કરતાં ચાલવું ભલું, ચાલવા કરતાં બેસવું ભલું, અને બેમાંનું એકે કરવા કરતાં ઊંઘવું એ ઉત્તમ।'

૯

આજે આવકવેરા-ચોરી એક મોટી પંચાત થઈ છે. કાળા બજાર પેઠે તેને ધોળી ચોરી કહીએ તો ચાલે. તેમાંથી શી રીતે બચી શકાય?

વળી અત્યારે કેટલાક લોકો જાણ્યેઅજાણ્યે પોતે સંત થઈને કહે છે કે, આપણી નીતિ બહુ ઊતરી ગઈ છે।

પણ નીચેની ટાઇમ્સની સો વર્ષ પરની નોંધ એમાં ઠીક વિચાર પ્રેરક બનશે. તેમાંની મૂડીવેરાની સૂચના ઠીક રમૂજી છે. તેમાં ચોરીની બારી તો ન રહે।

૧૩ ઑક્ટોબર ૧૮૪૮

'હિંદની સરકારી આવકનો વિચાર કરતાં એક વાત સૌને દેખાય છે તે એ કે તે બધી જ એક જ વર્ગ પાસેથી મળે છે — ખેડૂતવર્ગ. બીજા બે વર્ગો — પૈસાદાર વેપારીઓ અને આમપ્રજા — કંઈ જ આપતા નથી. આ ભૂલ દૂર કરવા ઘણી વાર બે રસ્તા બતાવાય છે. આવકવેરો અને મૂડીવેરો. જમીન સિવાયના સાધને થતી આવક પર વેરો લેવામાં ન્યાય છે એમાં શક નથી. પણ તે એકઠો કેવી રીતે કરવો? હિંદીની આવકનો ચોક્કસ આંકડો એની સંમતિ સિવાય મેળવવો લગભગ અશક્ય છે અને વેરો આકારવા માટે ભાગ્યે જ કોઈ એ સંમતિ આપે નહીં. બીજા રસ્તા સામે વજનદાર મત પડેલા છે છતાં અમે હિંમતથી કહેવા માગીએ છીએ કે મૂડીવેરો જેવો અવહેવારુ લાગે છે તેવો એ નથી.

ફેબ્રુઆરી, ૧૯૫૦

૪

# રાષ્ટ્રના શિક્ષણના ગયાં સો વરસ

[હિંસક ક્રાંતિનું મુખ્ય સાધન શસ્ત્ર અને સેના છે અહિંસક ક્રાંતિનું મુખ્ય સાધન લોકશિક્ષણ અને નૈષ્ઠિક લોકસેવા અને બલિદાન છે તેથી ૧૮૫૭ થી ૧૯૪૭ ના હિંદની અહિંસક ક્રાંતિકાળમા શિક્ષણ પરત્વે નજર નાખી, તેનો ઇતિહાસ પણ જોવો જોઈએ આ પણ એક મોટી સશોધન-દિશા છે તે અંગે કેટલાક વિચારો રજૂ કરતા થોડાક લેખ અહીં ઉતાર્યા છે ૯૦ વર્ષના આ મહાન ઉદયકાળને સમજવામા એ ઉપયોગી થશે માનું છું તે લેખો આ વસ્તિર્ણ વિષયને પૂરતો ન્યાય નથી આપતા, છતાં કાંઈક દિશાસૂચન કરશે એવી આશા છે

૧૫-૭-૫૭ મ૦]

૧

## રાષ્ટ્રીય કેળવણી એટલે શું?

(૧)

રાષ્ટ્રીય કેળવણીના ગયા ૧૦૦ વર્ષનો ઇતિહાસ વિચારતા, પ્રથમ રાષ્ટ્રીય કેળવણી એટલે શું તેનો અર્થ સાફ સમજવો જરૂરી ગણાય આજકાલ એનો એક અર્થ રૂઢ થઈ ગયો છે કે, મહાત્મા ગાંધીની વિચારસરણીમા માનતા અને તેને વરેલા થોડા ધૂની જેવા લોક ગૂજરાત વિદ્યાપીઠ કે તેના જેવી જગાએ શિક્ષણને નામે કાંઈક જે ચલાવે છે તે આ તેનો અર્થ નહી, પણ આજના ભણેલા ગણાતા લોકના માનસમા જે ખ્યાલ ચાલે છે, તે આ છે એનો મૂળ અર્થ તો બીજો છે અને તે જોઈએ તો જ એનો એક સૈકાનો ઇતિહાસ સમજી શકે

દરેક રાષ્ટ્ર પોતાના બાળકોને કેળવવાનો વ્યાપક ઉદ્યોગ કરે જ છે તેનો રસ્તો તથા રીતરસમો જુદી જુદી હશે તે ઉદ્યોગ પ્રત્યેની નિષ્ઠા અને અર્પણબુદ્ધિ નિરનિરાળી હશે તેના યત્રતત્રમા ફરક હશે

પરંતુ આ પ્રવૃત્તિ કોઈ સમાજ — કોઈ રાષ્ટ્ર છોડી ન શકે આ પ્રવૃત્તિ તે તે રાષ્ટ્રના માનવધનને કેળવનારી મહામૂલી વસ્તુ છે તે વડે તે રાષ્ટ્ર જીવત અને પ્રાણવાન બની, તેના માનવધનને ઘડે, અને રાષ્ટ્રકાર્ય કરવાને માટે શક્તિ મેળવે આવો જે વ્યાપક રાષ્ટ્રીય પુરુષાર્થ, તેને તે તે રાષ્ટ્રની કેળવણી કહેવાય આની અસર આખા રાષ્ટ્રના કલેવર પર પડે, એ કુદરતી છે

ઇગ્લડ જેવા દેશમા ત્યાની કોઈ કેળવણી માટે 'રાષ્ટ્રીય' વિશેષણ વપરાતુ જાણ્યુમા નથી એ એને માટે જરૂરી નથી, કેમ કે તેનુ જે શિક્ષણ ચાલે છે તેની સમગ્ર રૂપના તેના કલ્યાણ અર્થે થઈ છે, અને તેથી તે 'રાષ્ટ્રીય' જ છે, પછી તેવા જુદા વિશેષણથી તેમ કહેવાની કે સૂચવવાની જરૂર નથી લાગી

આપણા દેશમા એમ નથી બન્યુ આપણે 'રાષ્ટ્રીય' વિશેષણ વાપરીએ છીએ તે, ઇગ્લડ આદિ દેશો જેમ, નકામુ કે ફાલતુ વધારેનુ નથી આપણે તે દ્વારા એક વિશેષ વિચાર — એક ચોકસ ભાવ બતાવવા ચાહીએ છીએ તેના વાચક તરીકે 'રાષ્ટ્રીય' પદ આપણે મૂકીએ છીએ આમ કેમ કરીએ છીએ તે તપાસતા જતા આપણને 'રાષ્ટ્રીય શિક્ષણ'નો અર્થ વધારે વિશદ થાય છે અને તેનુ વસ્તુ સામા રહેતુ છે તે બરોબર બહાર તરી આવે છે

છેલ્લા ૧૦૦–૧૫૦ વરસ એટલે હિંદનો બ્રિટિશ રાજ્યકાળ આ રાજ્ય પરદેશી હતુ પોતાના દેશના હિતમા તે રાજ્યને તે પ્રજા ચલાવતી હતી તેણે રાજ્યકર્તા તરીકે આ દેશમા કેળવણીનુ ખાતુ પણ બનાવ્યુ અને અમુક ક્રમે દેશના શિક્ષણનુ તત્ર ઊભુ કર્યું અને ક્રમાક્રમે ખીલવ્યુ આ તત્ર આપણી પ્રજાને રાષ્ટ્રીય ન લાગ્યુ ક્યાક ને ક્યાક તેમા ઊણપો લાગ્યા જ કરી તેથી કરીને એ તત્રથી જુદા શિક્ષણનો ભાવ બતાવવાને માટે અને શિક્ષણમા તેના જે પ્રયોગ કરાયા તેમના વાચક તરીકે 'રાષ્ટ્રીય શિક્ષણ' એવો શબ્દપ્રયોગ જરૂરી બન્યો અને તેથી તે ચાલ્યો આજે પણ એ જ અર્થમા હજી

આપણે તેને વાપરીએ છીએ માટી, ખરુ જોતા, કોઈ પણ સ્વતંત્ર દેશ પોતાની પ્રજાને માટે જે કેળવણી યોજે, તે તેની રાષ્ટ્રીય કેળવણી જ છે ત્યા તેથી જુદી એવી 'રાષ્ટ્રીય' કેળવણી યોજવાની કે વિચારવાની હોય નહી,—એવો સવાલ ત્યા રહેતો નથી તે દેશ તેની હરકોઈ પ્રવૃત્તિ રાષ્ટ્રહિત જોઈને યોજે, એટલે તે આપોઆપ રાષ્ટ્રીય જ બને પરતુ આપણે ત્યા પરરાજ્ય હોવાથી, તેમ ન બન્યુ જે બધુ વિચારાતુ ગયુ, તે આપણા રાષ્ટ્રના હિતની નિર્ભેળ દૃષ્ટિએ ન થયુ તેથી તેમ કરવાની જુદી જરૂર જાગી, અને તે કારણે 'રાષ્ટ્રીય કેળવણી' એ દેશનુ એક રચનાકાર્ય બન્યુ

આ રીતે જોતા ત્યારે આપણને, આજની ચર્ચાને માટે, રાષ્ટ્રીય કેળવણીની કામચલાઉ વ્યાખ્યા મળી રહે છે રાષ્ટ્રીય કેળવણી એટલે ઉડના સૈકા દરમિયાન, રાષ્ટ્રના સાચા ઘડતરને સાધનાના હેતુથી ચાલેલી શિક્ષણ અગેની પ્રજાકીય વિચારણા અને તદનુસારના કામો તેનો ઇતિહાસ આપણે જોવાનો છે

એટલે પહેલુ આપણે એ સ્પષ્ટ સમજીને ચાલવાનુ છે કે, રાષ્ટ્રીય શિક્ષણનો વિચાર હિંદમા પરરાજ્યને કારણે તેના શિક્ષણ વ્યવસાય પર જે અસર થઈ, તે મૂળ સ્થિતિમાથી અને તેને લીધે ઉદ્ભવ્યો છે એનો વિકાસ કયા કયા તબક્કાઓમા થયો છે તે જોઈશુ એક રીતે જોઈએ તો, એ આખી વસ્તુ સરકારી કે અગ્રેજી કેળવણીની રાષ્ટ્રે કરેલી વિવેચના અને સુધારણાના પ્રયત્ન રૂપે રહેલી છે એમ કહી શકાય

(૨)

## પ્રારંભયુગની વિચારણા

ઈસ્ટ ઇંડિયા કપની ૧૮૧૮ સુધી વેપાર અને તે અર્થે રાજ-કારભાર ઉપરાત બીજી ત્રીજી વાતમા પડતી નહોતી શિક્ષણમા તેનુ પહેલુ ધ્યાન ગયુ તે આ કાળમા વિલાયતમા ઉદારમતવાદી સુધારકોને લીધે તેમણે જણાવ્યુ કે, હિંદમા આપણે વેપાર કરી ખાઈએ એ બસ

નથી, તે પ્રજાના શિક્ષણનો પણ ખ્યાલ રાખવો જોઈએ આમાંથી વાર્ષિક ૧ લાખ જેટલી મોટી રકમ તે ખાતે ખર્ચવી, એમ (વણ કરીને ૧૮૨૩ના તેના પટામાં) કલમ નખાઈ દસ વરસ સુધી તે વિષે કાઈ થયુ નહીં ૧૮૩૩ના નવા પટા વખતે ફરી તે યાદ આવ્યુ અને આ દિશામાં વિચાર શરૂ થયો કે, આ રકમ શિક્ષણ અર્થે શી રીતે વાપરી ખર્ચવી ?

આ કાળ એટલે રાજા રામમોહન રાયનો યુગ ત્યારથી જે વિચારણા શરૂ થઈ તે ઠેઠ આજ ગાંધીજીના યુગ સુધી ચાલી તેથી આ ઇતિહાસને 'રાજા રામમોહન રાયથી ગાંધી' એવું મથાળું પણ આપીએ તો અમર્પક થાય કેમ કે, બન્ને પુરુષો સમર્થ કેળવણીકારો પણ હતા, જોકે ધંધાદારી શિક્ષક તેઓ નહોતા બન્નેએ પોતપોતાના જમાનામાં સમગ્ર રાષ્ટ્રની સ્થિતિ, ગતિ તથા વિકાસનો વિચાર કરીને, તે તે સમયને અનુરૂપ પોતાના નિર્ણયો લીધા અને શિક્ષણનો વિચાર રજૂ કર્યો છે

રાજા રામમોહન રાય વૃત્તિ તથા પ્રકૃતિએ કરીને પંડિત વિદ્વાન હતા જ્ઞાનોપાસના એમના જીવનની અખંડ સાધના હતી તેમણે જોયુ કે, દેશની પ્રજાએ જો પોતાની પ્રગતિ કરતા રહેવુ હોય, તો નવી વિદ્યાકળાઓનું સપાદન ચાલુ રહેવુ ઘટે તેથી નવી વિદ્યા તરીકે અંગ્રેજી ભાષા અને તે દ્વારા મળતા નવા જ્ઞાનને એમણે માન્ય રાખ્યા દેશમા ફારસી અરબી તથા સસ્કૃત ઉપરાત એક નવી ભાષાના જ્ઞાનભડારની ચાવી દેશે હાથ કરવી જોઈએ આ એનો મૂળ વિચાર હતો આમ કરીને તેમણે દેશના ચાલુ શિક્ષણમાં એક નવો વિચાર ઉમેર્યો, અને એ પ્રમાણે અંગ્રેજી ભાષાને તેમા સ્થાન મળ્યુ એમા એમની સમજ રાષ્ટ્રના શિક્ષણના પ્રવાહમા નવી કીમતી વસ્તુ ઉમેરવાની હતી અને એ રીતે એ વસ્તુ રાષ્ટ્રીય હતી

પણ આ ઉમેરો નવી જ પ્રણાલી પેદા કરનારો નીવડ્યો પ્રજાના શિક્ષણ-પ્રવાહને એનાથી એવો વળાક મળ્યો કે જેને લઈને 'રાષ્ટ્રીય'

શિક્ષણનો સ્વતંત્ર અને અલગ વિચાર આપણી પ્રજાને કરવાની જરૂર પડી આ શુદ્ધ વિચારની અંદર રાજ્યકર્તાઓની દૃષ્ટિઓ અને રીતિઓએ મળી તેની શુદ્ધતાને ક્યાય કાઢી મૂકી

રાજા રામમોહન રાયની આ નવી સૂચનાથી વિચારવાને માટે બે પ્રશ્નો જાગ્યા —

૧ આ અંગ્રેજી વિદ્યા લેવી?

૨ લેવી તો કઈ ભાષા મારફત?

નિર્ણય થયો કે, નવી વિદ્યા તો લેવી. આ દેશમા વિદ્યાનો કદી બહિષ્કાર થયો નથી પરતુ તે વિદ્યા અંગ્રેજી ભાષા મારફતે લેવી, એમ ઠરાવ્યુ

આજે સાફ જણાય છે કે, પરભાષાના માધ્યમની આ મોટી ભૂલ થઈ આ એક ભૂલે આપણી પ્રજાના વિકાસને પારાવાર નુકસાન કર્યું છે પણ એની ચર્ચા અહી અસ્થાને ગણાય એટલુ માત્ર નોધવુ જોઈએ કે, રાષ્ટ્રના શિક્ષણમા સરકાર તેની રીતે હવે દાખલ થાય છે, અને એ રીતે હિંદમા 'સરકારી શિક્ષણ' જેવુ નવુ બિંદુ શરૂ થાય છે, જેની તુલનામા અને સુધારણા કે પૂર્તિ રૂપે પ્રજામા 'રાષ્ટ્રીય શિક્ષણ' પેદા કરવાના પ્રયત્નોને માટે કારણ જન્મે છે હિંદની સાસ્કૃતિક પ્રણાલીમા 'સરકારી' શિક્ષણ જેવી વસ્તુ કદાચ પહેલી વાર દાખલ થઈ તેની સાથે પ્રજાકીય કે રાષ્ટ્રીય શિક્ષણનો પણ અલગ પ્રવાહ આપોઆપ જન્મ્યો તેના દિના તથા હેતુ સમજવા જેવા છે

ઉપર જેને 'સરકારી' શિક્ષણ કહીને વર્ણવ્યુ છે, તેનો પ્રારભ ૧૮૫૭થી ગણીએ તો ચાલે ૧૮૩૦ બાદ રાજા રામમોહન રાયે જે પ્રયાણ કરવામા અંગ્રેજ કંપનીને પોતાના કીમતી મતનુ સમર્થનબળ આપ્યુ, તે ચીજે ૧૮૫૭ સુધીમા પોતાનુ રૂપ પકડી લીધુ અને બીજે વરસે દેશની પ્રથમ અંગ્રેજી યુનિવર્સિટીઓની સ્થાપના થઈ

આ નવપ્રયાણ હિંદની ચાલતી આવેલી રાષ્ટ્રીય શિક્ષણપ્રણાલીમા એક નવા ઉમેરા તરીકે હતુ, એ લક્ષમા રાખવુ જોઈએ રામમોહન રાયને મન, એમા કોઈ નવી દિશા પકડવાપણુ નહોતુ. તે તો એક

નવા વિદ્યાક્ષેત્રનો અવકાશ જોઈને તેને દેશના વિદ્યાપુરુષાર્થમા સ્થાન આપે છે, એમ સમજ્યા હતા પરતુ કાળક્રમે કરીને એ જુદુ નીવડયુ, અને તેથી કરીને તેને 'સરકારી' કહેવાની જરૂર લાગી, જેથી સાચુ રાષ્ટ્રીય શિક્ષણ તેનાથી અલગ ગણાવી શકાય.

## ૨
## નવા બળોની અસર
### (૧)

કેળવણી રાષ્ટ્રીય છે એનો અર્થ એ કે, રાષ્ટ્રના સમગ્ર પુરુષાર્થને તે પોષે, તેને આગળ લે તથા ખીલવે, રાષ્ટ્રના આખા જીવનમા એવી ઓતપ્રોત તે હોવી જોઈએ હિંદના એ પ્રકારની વસ્તુ હતી, તેમા અગ્રેજ રાજકાળમા નવુ પ્રવાણ થયુ, એ આપણે જોયુ

ઇતિહાસકારો જણાવે છે કે, આ નવપ્રયાણ પૂર્વે હિંદની જનતા મોટે ભાગે વાચતા લખતા શીખી લેતી, તેને સારુ ગામેગામ તળપદી વ્યવસ્થા હતી તેના ખર્ચ માટે લોકોએ પોતાની ઢબે બદોબસ્ત કર્યો હતો, જે સરકારી નહોતો, ગામલોકો પોતાના સામાજિક આદર્શ પ્રમાણે પોતે તે કરતા હતા હુન્નરઉદ્યોગ શીખવા માટે પણ પગ પરીષુ પદ્ધતિ ચાલતી હતી કારીગર પાસે રહી કામ કરતા કરતા છોકરાઓ તે શીખી લેતા આમા નાતજાત અને વર્ણોના ખ્યાલ વણાયેલા હતા, એ ખરુ એટલે કે, આખી વસ્તુ તે કાળના સમાજના એક જીવત ભાગ તરીકે અતર્ગત હતી ઉચ્ચ શિક્ષણ માટે પણ જોગવાઈ હતી તેને માટેના જાણીતા વિદ્યાધામો હતા, જ્યા જઈને વિદ્યાર્થીઓ ભણતા એના ખર્ચની વ્યવસ્થા પણ તળપદી હતી, જે રાજ્યાધીન નહોતી, જોકે રાજ્ય તેને હમેશ મદદ કરતુ આ વ્યવસ્થાની સાથે આમ-જીવનતની આપણી પ્રાચીન વસ્તુ વણાયેલી હતી એટલે કે, કેળવણી માટે જનતાએ પોતાની પ્રથા યોજી હતી, જેના પાયામા સાદી સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા પ્રજાવ્યાપી ધોરણે રહેતી હતી

આ આખી વ્યવસ્થા પર ૧૮-૧૯ મા સૈકાના નબળા વરસોના રાજ્યપલટાને લઈને માઠી અસર જરૂર થઈ હતી તેનુ માળખુ પીખાયુ હશે, છતા મૂળ સ્વરૂપે તે કાયમ હતુ અને તેનો પાયો લોકોની પોતાની અદર હોવાથી અને તેમના પોતાના દ્વારા એ તત્ર નભતુ હોવાથી, તે કામ દેતુ હતુ હિંદની ગ્રામવ્યવસ્થામા તે રોપાયેલુ હોઈને તેના મૂળમા નુકસાન ન પહોચી શક્યુ

(૨)

અગ્રેજી રાજ્યકાળ આવતા જે બે ત્રણેક નવી વસ્તુઓ થઈ તે આ —

૧ પરરાજ્યે જે તત્ર ઊભુ કર્યુ તેમા ૧૮૫૭ સુધીમા હિંદની ગ્રામવ્યવસ્થાને ફટકો પડ્યો

૨ મોગલ મરાઠાની સામતશાહી લશ્કર-પદ્ધતિ જઈને ખડી ફોજની અગ્રેજ છાવણીપદ્ધતિ આવવાથી, લશ્કરી વર્ગોમા ભારે બેકારી આવી યુદ્ધ એક આડઉદ્યોગ હતો તે આમ ભગી જવાથી, સમાજની લશ્કરી પરજો ખેતી પર જઈ પડી

૩ અગ્રેજ વેપારને લઈને દેશના ઉદ્યોગધધા તૂટવા લાગ્યા, તે પણ બેકારીની દશામા ઉમેરો કરનારુ નીવડ્યુ તથા તેણે લોકોની વર્ણવ્યવસ્થા પણ આઘીપાછી કરે તેવુ કારણ પેદા કર્યું

જેમ કે, લશ્કરી પરજો જ નહી પરતુ રાજ્યવહીવટી તથા બદોબસ્તના કામોમા પેઢીધર કારભારુ કરનારી નાતજાતો કે વર્ણો નવા રાજ્યમા શુ કરે?

આથી, વેપારીવર્ગ રાજ્યવહીવટી વર્ગ અગ્રેજ કપનીના આડતિયા, દલાલ, મુનશી, પટવારી, દારોગા-કોટવાળ, કાનૂનગો, ઇ૦ નુ જે કામ મળે, તેમા જવા લાગ્યા તેને અગે લાગા, લાચ, ઇનામ, ભેટસોગાદ ઇ૦ રીતો અગ્રેજ વહીવટમા પણ ચાલુ થઈ માન એ બધુ ખાતુ કપની સરકારને સીધુ ન નડે તેમ ચાલે, તો વાધો નહી આ સ્થિતિ

આખા અંગ્રેજી રાજ્યકાળ દરમિયાન ચાલુ રહી છે, જે હવે સ્વરાજમાં ટાળવી કેમ કરીને, તેની ચિંતા કરીએ છીએ

(૩)

સરકારે વડ કરેલા શિક્ષણ અંગેના નિર્ણયો આ પ્રકારની સામાજિક ભૂમિકામાં રોપાયા સરકારે જાહેર કર્યું કે,

૧ રાજનીતિ અંગ્રેજીમાં ચાલશે આથી નોકરી માટે તે ભાષાની જરૂર ઊભી થઈ

૨ અંગ્રેજી વિદ્યાઓ ઉચ્ચ અને ઉમદા છે, તેથી તે શિક્ષણમાં મુખ્ય બને આમ પશ્ચિમની કેળવણી અગ્ર સ્થાને ઉપર મૂકી અને તે ધરાવનારા અંગ્રેજ લોકો અને જે હિંદીઓ હતા તેઓ સમાજમાં ઉપરના દરજ્જાના થતા ગયા અંગ્રેજ પ્રજાએ "ગોરાનો બુખાર" જેને કહેવામાં આવે છે તે ચડવું કર્યો એનો આદિ આચાર્ય મૅકૉલે ગણાય, જેણે વગર જોયે જાણ્યે હિંદની વિદ્યાઓને વિષે મત આપવાનું સાહસ કર્યું અને અજ્ઞાનમાં તેમને હલકી કાઢી અને

૩ એમ મનાયું કે, નવી વિદ્યાઓ દેશની ભાષાઓ દ્વારા લોકોમાં ઊતરતી જશે અને આખું શિક્ષણ પ્રજાને માટે એ રસ બની જશે.

(૪)

આ નવા શિક્ષણ માટે જે તંત્ર ગોઠવાઈ તેનો મૂળ મંત્ર ૧૮૫૪ થી ૧૮૫૮ સુધીમાં નિયમિત અને વ્યવસ્થિત પણ થયો તેના મુખ્ય બિંદુ આ બન્યા —

૧ રાજ્ય નિયત અભ્યાસક્રમ

૨ સરકારી નાણાંની મદદનીતિ અને તે અનુસારની સરકારી મ ને જોરે તે શિક્ષણ પર —

૩ સરકારનો મમૂ ૧૮૫૭ના બળવા પછી રાજ્યનો ઉદ્દેશ એ થઈ ગયો હતો કે, ફરી આવો બળવો થાય ન નીકળે એવો

મ દોબસ્ત ગોઠવવો નવા શિક્ષણની ગોઠવણમા રાજ્યની વફાદારી એક તેની મૂળ વસ્તુ બની

(૫)

આ નવા નિયમો અને નવી યુનિવર્સિટીઓની કાર્યપ્રણાલી તથા ઉદ્દેશને લઈને, પ્રજામા નવુ શિક્ષણ ઊતરવાને બદલે તેના જીવન-પ્રવાહમા એક છૂટુ વહેણુ પડી ગયુ તેને માટે ઉપમા આપુ તો, કહો કે હિંદના શિક્ષણશરીરમા આ નવુ શિક્ષણ તેના ‘અદેરા અગ’ જેવુ જ રહ્યુ પરિણામે જૂનુ શિક્ષણ સુકાવા લાગ્યુ પરપરીણુ ઉચ્ચ શિક્ષણ પડિતો અને મૌલવીઓનુ કામ બન્યુ, કે જેમની કદર રહી નહી એક પિટરસન કે જોન્સ આદિ સસ્કૃત શાસ્ત્રી કરતા બહુમાનને પાત્ર થયો પરિણામે જૂના સસ્કારભડારોમાથી જીવનરસનુ સિચન ધીમે ધીમે બધ થતુ ગયુ, અને નવા અગ્રેજી ભાષાથી મળતા ન વિજ્ઞાન મુખ્ય બન્યા પ્રજાની કેળવણી એક જીવત નિમસની તુ છે, એ ભુલાયુ અને જે થયુ તે વિષે તેનો અગ્રેજ ઇતિહાસકાર હુ લખે છે,

> હિંદીઓના માનસનો પૂર્વ ઇતિહાસ જાણ્યા સ્ર્યા વિના, તેને કેળવવાનુ કામ હિંદના શિક્ષણે ઉપાડયુ તેને મન બધાના માનસ સરખા હતા, કેમ કે તે સૌમા કોઈ પાસે પશ્ચિમની માહિતી નહોતી, એટલે એ બધા એ પરત્વે સરખા જ ખાની હોઈ ભરવાના પાત્ર હતા ઇગ્લેંડમા જે ‘બુદ્ધિયુક્ત કે સયુક્તિક હતુ તે હિંદમાય તેવુ હોવુ જોઈએ અને તે જો જોર જબરદસ્તીથી રજૂ કરાય તો જામશે તે સારુ કોઈ પદ્ધતિની પસદગી કરવા બાબતમા ઉચાટ કરવાની જરૂર નથી વિલાયતથી ગોય પ્રકારની માહિતી પૂરતા જથામા આણો એટને ભરવાના પાત્રો તરત ભરાઈ જ રહેશે

આજ સુધી આ જ ભાવથી કામ ચાલ્યુ બ્રિટિશ યુનિવર્સિટીઓમા થતી વિચારણા, વિદ્યાઓ, તથા ગ્રથો ઇ૦ તૈયાર માલ અહીં આવ્યા કર્યો, અને એનો વિદ્યાવ્યાપાર જ ચાલ્યા કર્યો પરિણામે,

સમાજજીવનમાં વિદ્યાનું અંગ તેટલા પ્રમાણમાં અને તેવા પ્રકારનું જ મર્યાદિત થઈ ગયું

એટલું જ નહીં, તેની અસર બીજી અનેક રીતે પડી. તેનો ક્યાસ કાઢનારથી તે શિક્ષણમાં જે મહત્ત્વની કે પાયાગત ઊણપો હતી, તે તરત ઉપર તરી આવે છે. એનું લાંબું વર્ણન કરીએ તો તેનો ભાગે બોધક અને રસિક ઇતિહાસ છે, પ્રજાઓના ઘડતરમાં કામ કરતા અંગોનું સુંદર વિવેચન એમાંથી આપણને મળે. એમાં ઊતર્યા વગર, સારરૂપ કેટલાક મુદ્દા સદ્ગત ઇતિહાસકાર મેયુના શબ્દોમાં જ ઉતારવા ઠીક થશે:—

> “હિંદની બૌદ્ધિક તથા રાજકીય પ્રગતિને માટેના જરૂરી હિંદી સંસ્કૃતિને સારુ આપણા શિક્ષણે ઘણું ઓછું કર્યું છે. આપણી શાળા તથા કૉલેજો તરફ હિંદ નજર કરે છે તે જીવનનિર્વાહને અર્થે; સુખી જીવનના મંત્રને માટે તે બીજી તરફ જુએ છે.
>
> “૨. પરદેશી સંસ્કૃતિ પ્રત્યે ભાવનાની ઊર્મિ તેની સામે ઊઠે છે, તેથી તેને ઊગવાને માટે લોકમાનસની અનુકૂળ ભૂમિ ન મળી શકે.
>
> “૩. હિંદના વ્યક્તિત્વ કે સમગ્ર જીવન પર, જે શિક્ષણ ધર્મબળથી પ્રભાવિત ન હોય, તેવા શિક્ષણની નિકાની અસર ભાગ્યે જ પડશે. . . .” (પા. ૪).

આ ઉપરાંત, નવું શિક્ષણતંત્ર જે પેદા થયું તેને લઈને બન્યું એમ કે,

> “આપણી (અંગ્રેજી) હિંદની શિક્ષણપદ્ધતિની જાળમાં ફસાયેલો શિક્ષક હાથમાં તેની નિયમપોથી લઈને ચાલે છે તેને માટે કોઈ પ્રણાલી કે ‘અલિખિત કાયદો’ છે નહીં. નિયત સમયે તેણે અમુક ‘પત્રકો’ ભરી મોકલવા, અમુક નિયમો પાળવા, પરીક્ષાઓ ચાલે તેના અમુક ટકા પાસ થવાના મેળવવા, અને નિરીક્ષક, કે જે [illegible] યા પ્લેગ કરતા નિયમસર આવે છે, કે જેણે થોડી મિનિટોમાં ખાતરી કરી લેવાની હોય છે કે, કોઈ નિયમ તૂટ્યો નથી અને પ્રત્યક્ષ કાંઈક થયા કરે છે. બાકી

પ્રથામાંથી ગ્રિગ, આર્નોલ્ડ, કે સેન્ડર્સન જેવા (સ્વતંત્ર કેળવણીકારો) નીપજી આવવાની આશા ફોગટ છે એ પ્રથા હિંદમાં શંકર કે કબીર કે ટાગોર પેદા નહીં કરે' (પા ૭૨)

' કેળવણીના એક વિધાયક બળ તરીકે વ્યક્તિત્વ કામ કરે તેની તક આ પ્રથા આપતી જ નથી . . સાચું તત્ત્વ કે વ્યક્તિત્વ જે હોય તે શાળાની બહાર રહેવું જોઈએ (પા ૭૩)

આમ બીજી અનેક વસ્તુઓ ઉમેરી શકાય પરંતુ સારરૂપે જોઈએ તો નવા પ્રવાહના કેટલાક મુખ્ય લક્ષણો ઉપર આવી ગયા છે એક બાબત નોંધવાની રહે છે

(૬)

શિક્ષણ કેવળ સરકાર પોતે જ આપે એમ નહીં, પણ ગેર-સરકારી સંસ્થાઓ તે કામ કરે, તેને સરકાર મદદ આપે, તેવા નિયમથી તંત્ર ચાલ્યું આથી ખાનગી સાહસને સ્થાન મળ્યું તેનો લાભ ખ્રિસ્તી મિશનોએ લેવા માંડ્યો અંગ્રેજી કેળવણીને હિંદમાં ચલાવવામાં આ રીતે, તેમણે પોતાનો ફાળો આપવા માંડ્યો, જે આજ સુધી ચાલે છે એમ જ પછી હિંદી સંસ્થાઓ પણ તેમાં પડવા લાગી અને લોકોને નવી વિદ્યા આપવી શરૂ કરી, જે બંગાળામાં તથા મુંબઈ મદ્રાસ એ ત્રણ મુખ્ય અંગ્રેજ કોઠીના સ્થળોએ જોવા મળે છે ઉપર બતાવી તે વ્યાખ્યા મુજબની રાષ્ટ્રીય કેળવણીના પ્રયત્નો આમાંથી શરૂ થયા

૧૫-૧-૫૫

## ૫

# ધાર્મિક કેળવણીનો પ્રશ્ન

આપણા દેશને સાચું સ્વાતંત્ર્ય અને સાચી જવાબદારી શાસન મળતાં, શાળાઓમાં ધાર્મિક કેળવણીનો પ્રશ્ન, પહેલાં કદી નહોતો તેટલો આજે અગત્યનો છે વસ્તુતાએ, બુદ્ધિશક્તિની દેવીપૂજાના અગાઉના સૈકાઓમાંથી જન્મેલા, ગયા મહાયુદ્ધ દરમ્યાનના ઈશ્વરહીન યંત્રવાદે જગતભરમાં માણસોનાં હૃદયોને પ્રક્ષુબ્ધ કરી મૂકીને એ ભાન કરાવ્યું છે કે, આપણા વ્યક્તિગત તેમ જ સામુદાયિક જીવનની દોરવણી અને શાસન માટે માત્ર બુદ્ધિ કરતાં કંઈક વિશેષની જરૂર છે હિંદુસ્તાનના આપણે લોકો બહુ ધાર્મિક વૃત્તિવાળા ગણાઈએ છીએ, અને આપણને કોઈ કોઈ વાર ચેતવવામાં પણ આવે છે કે, શાળાઓમાં ધાર્મિક કેળવણી પ્રત્યે બેદરકાર રહેવાથી આપણે આપણા પ્રજાકીય જીવનના આત્માને ગંભીર હાનિ પહોંચાડીશું

હિંદી સરકારના કેળવણીપ્રધાન મૌલાના સાહેબ જેવાએ પણ આ પ્રશ્ન ઉઠાવ્યો છે ૧૯૪૮ના જાન્યુઆરી માસની અધવચ દિલ્હીમાં ભરવામાં આવેલી કેન્દ્રીય સલાહકાર મંડળની ૧૪મી બેઠકને સંબોધીને બોલતાં તેમણે જણાવ્યું હતું

> “તમે સૌ જાણો છો કે ધાર્મિક કેળવણી આપવા બાબત ૧૯મા સૈકાનું ઉદારમતવાદી કહેવાતું દૃષ્ટિબિંદુ ક્યારનુંય વજૂદ ગુમાવી બેઠું છે પ્રથમ મહાયુદ્ધ પછી પણ એ વિષે એક નવી જ સમજ ઊગવા લાગી હતી અને આ બીજા મહાયુદ્ધને અંતે ઊભી થયેલી બૌદ્ધિક ક્રાંતિએ તો તેને ચોક્કસ સ્વરૂપ આપી દીધું છે પહેલાં એમ માનવામાં આવતું કે, ધર્મો બાળકના સ્વતંત્ર બૌદ્ધિક વિકાસમાં આડે આવે પણ હવે એ કબૂલ કરવામાં આવે છે કે, ધાર્મિક કેળવણીનો સદંતર ત્યાગ થઈ શકે

નહી. જો રાષ્ટ્રની કેળવણીમા એ તત્વનો અભાવ હોય, તો નૈતિક મૂલ્યોની કશી જ કદર ન રહે, કે માનવતાને માર્ગે ચારિત્ર્યનુ ઘડતર જ ન સભવે તમે સૌ એ વાત જાણતા હોવા જોઈએ કે, રશિયાને છેલ્લા મહાયુદ્ધ દરમ્યાન પોતાની વિચારસરણી તજી દેવી પડી હતી. ઇગ્લેંડની બ્રિટિશ સરકારને પણ ૧૯૪૪ની સાલમા પોતાની કેળવણી પદ્ધતિ સુધારવી પડી હતી.

"અલબત્ત, પરદેશી સરકારને તો ધાર્મિક કેળવણીની બાબતમાથી પોતાની જાતને અળગી રાખવી પડી હતી, પરતુ રાષ્ટ્રીય સરકાર આ જવાબદારી ઉઠાવવામાથી ખસી જઈ શકે નહી. પ્રજાના ઉગતા માનસને યોગ્ય માર્ગે ઘડવુ એ તેની પ્રાથમિક ફરજ છે. હિદુસ્તાનમા આપણે ધર્મ વિનાનુ ભૌતિક ખોખુ ઊભુ કરી શકીએ નહી"

સ્વાભાવિક રીતે જ આ બાબતે આપણી રાષ્ટ્રીય કેળવણીના આ અગત્યના પ્રશ્ન ઉપર ચર્ચા ઊભી કરી છે પરતુ મને ડર છે કે, તેની ગભીરતા અને અગત્ય પૂરતા પ્રમાણમા પિછાનવામા નથી આવી

દરેક જણ જાણે છે કે, અગ્રેજી રાજ્ય સામે ઈ સ ૧૮૫૭મા આપણા લોકોને બળવો કરવા પ્રેરનારા કારણોમાનુ એક એ હતુ કે, પરદેશી ખ્રિસ્તી રાજકર્તાઓ તેમને વટલાવીને ખ્રિસ્તી બનાવી મૂકશે એવો તેમને કારમો ડર લાગ્યો હતો એ કારણે જ રાણીના ઢઢેરામા તે વખતે આપણને ચોક્કસ ખાતરી આપવામા આવી હતી કે, આપણી ધાર્મિક તેમ જ ક્રિયાકાડને લગતી માન્યતાઓ કે આચારોમા કશી દખલ કરવામા નહી આવે તેની પછી તરત જ સ્થાપવામા આવેલી અગ્રેજી કેળવણી પદ્ધતિએ ઢઢેરાની તે વાતને શાળાઓમા ધાર્મિક કેળવણી જ ન આપવાના અર્થમા અપનાવી લીધી, જોકે, તેણે કોમી ધોરણે શાળાઓના વિભાગ તો પાડ્યા ઇરાદો એ હતો કે, કોઈ પણ એક ધર્મના ક્રિયાકાડને કે સાપ્રદાયિક સિદ્ધાતોને સરકારી શાળાઓમા શીખવવામા કે અનુસરવામા ન આવે પરતુ ધાર્મિક કેળવણીનો અર્થ માત્ર ક્રિયાકાડ કે તેનુ આચરણ જ નથી પૂરી રીતે,

જ્યારે પણ ધાર્મિક કેળવણીની અગત્ય સ્વીકારવામા આવે છે ત્યારે, માણસના ઊંડામા ઊંડા સત્ત્વને બહાર ખેંચી લાવી તેને માનવ જીવન અને પુરુષાર્થની વિવિધ ભૂમિકાઓએ વ્યાપતુ કરવા માટે જ તેને ઇચ્છવામા આવે છે આપણા વ્યક્તિત્વનું તે એક અગત્યનુ મૂળતત્ત્વ છે તેની ઉપેક્ષા કરીએ તો આપણુ વ્યક્તિત્વ વિગલિત – વિચ્છિન્ન જ થઈ જાય તેના કોઈ પુરાવાની જરૂર હોય તો હુ આપણા દેશની ઇહલૌકિક કહેવાતી અંગ્રેજી કેળવણીથી આવેલા પરિણામનો દાખલો જ ટાકુ તેના કેટલાક સમર્થ અવલોકકોના જ અભિપ્રાયો અહી ઉતારુ છુ

હિંદુસ્તાનમા અંગ્રેજી કેળવણીનો ઇતિહાસકાર આર્થર મેહ્યુ પોતાના પુસ્તક 'એજ્યુકેશન ઑફ ઇંડિયા' મા આ પ્રમાણે જણાવે છે

> નોકરીના સાધન તરીકે તથા વિઘાતક ટીકા અને ઇતરાજીના શસ્ત્રો જેમા ભર્યાં છે તેવા શસ્ત્રાગાર તરીકે આપણી કેળવણીએ સૌને એ કર્યા છે પરતુ હૃદય સુધી પહોચવાની કે વિધાયક વૃત્તિના મૂળ ઉપર અસર પહોચાડવાની તેની નિષ્ફળતા વડે તેણે બંને ધર્મોને વિરોધી દશામા વહેચી નાખ્યા છે (પૃ ૫૩)

બીજા અનુસંધાનમા તે જ લેખક જણાવે છે

> ધર્મની બાબતમા આવશ્યક રીતે તટસ્થ — અલગ રહેવા જેવી સરકારની કેળવણીની પદ્ધતિ સાથે એકરૂપતા થવાથી, તે પદ્ધતિમાથી ધાર્મિક દૂર ખસી અને હૃદય દૂર થયા છે તથા એની ઉપર કેળવણીને સારા યા નરસા માટે જે લોકોના જીવન તત્ત્વત ધાર્મિક વૃત્તિવાળા છે તેઓમા મિથ્યા અને અપ્રતીતિકર બનાવી મૂકી છે એ વાત ઉપર અગાઉ ભાર મૂકેલો છે (સદર પૃ ૬૭)

હિંદમા ખ્રિસ્તી ઉચ્ચ કેળવણી બાબતનુ કમિશન કે જેના પ્રમુખ બેલિયલ કૉલેજના પ્રિન્સિપાલ એ ડી લિન્ડસે હતા, તેના અહેવાલમા જણાવ્યુ છે

> 'છેલ્લા સો વર્ષના વિકાસનુ કુલ પરિણામ એ આવ્યુ છે કે નાતજાતના પુરાણા પાયા ઉપર સરકારી નોકરિયાતો વકીલો ડાક્ટરો

રાજકારણીઓ, વેપારીઓ, ઉદ્યોગપતિઓ, નાણાવટીઓ વગેરેનો બનેલો શહેરી ધનિક વર્ગ ઊભો થયો છે, પણ ધર્મમંડળના સભ્યો – પાદરીઓ –નો કોઈ વર્ગ ઊભો થયો નથી,— સિવાય કે, રાષ્ટ્રીયતાના પેગંબરોને તે વર્ગમાં ગણવામાં આવે" (પૃ. ૭૬)

એપિયનના પ્રિન્સિપાલના અહેવાલે કરેલા તીન અને સચોટ કટાક્ષ તરફ હું વાચકનું ધ્યાન ખેંચું છું. ઉપરાંત, હું તેને બીજી એક બીના પણ લક્ષમાં રાખવાની વિનંતિ કરું છું કે, છેલ્લું અર્ધું સૈકું, અને તેથી પણ વધુ સમય દરમ્યાન આપણા રાષ્ટ્રીય નેતાઓએ રાષ્ટ્રીય કેળવણી આપવા અંગે કરેલા લગભગ બધા પ્રયાસોમાં એક યા બીજા પ્રકારે નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું નહોતું અને ખરેખર તથા વસ્તુતાએ પણ તેઓ જીવન અને ધર્મ (કે જે ધર્મ સ્વતંત્ર વિકાસના સૌ કોઈના જન્મસિદ્ધ હકને સંપાદન કરવાને લગતો હતો, તે) વિષેના પ્રાણવાન દૃષ્ટિબિંદુના પેગંબરો જ હતા. તે માટે તેમને હિંદી વ્યક્તિત્વને તેના અંતરતમ ઊંડાણમાંથી ચેતનવંતુ કરવાનું હતું. અને એકલો ધર્મ જ તેમ કરવા માટેનું પૂરતી તાકાતવાળું અંગ છે. આર્થર મેહ્યુએ પોતાના પુસ્તકમાં યથાર્થ જ નોંધ્યું છે કે,

> "ધર્મ વડે પ્રાણવંત ન બનેલી એવી કોઈ કેળવણી સમગ્રપણે હિંદી વ્યક્તિત્વ અને જીવન ઉપર ઘેરી અસર નહીં પાડી શકે. પ્રગતિનો વિરોધ કરનારા બળોને એવો ધર્મ જ રોકી કે વાળી શકે, કે જે ધર્મ તેઓ જેમના ઉપર તાકાત માટે આધાર રાખે છે, તેમના કરતાં વધુ પ્રાણવાન હોય" (સદર પૃ. ૪)

એટલું લક્ષમાં રાખો કે, શહેરી ધનિક વર્ગ લગભગ એક જુદી નાત જેવો જ, તથા આપણા પરદેશી રાજકર્તાઓનો મળતિયો કે આડતિયો જ બની રહ્યો હતો. તે બંનેએ પોતપોતાની જુદી જુદી રીતે, શિક્ષણમાંથી ધર્મને બાકાત રાખવાનું કબૂલ રાખ્યું હતું. પરદેશી રાજકર્તાઓ પાસે તો દેશના જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોનું ઉઘાડું બહાનું હતું. અને પૈસાટકો તથા હોદ્દો — પ્રતિષ્ઠાની બાબતમાં સધ્ધર

બનેલા ભણેલા વર્ગે એ માટે પોતે નવા લીધેલા ૧૯મી સદીના પાશ્ચાત્ય બુદ્ધિવાદમાંથી કાનનું કારણ તુમાખીભેર શોધી લીધું હતું એ લોકો જ આજે પણ બોલનારાઓ છે પરંતુ સ્વાતંત્ર્ય આવતા તેઓમાં પણ ઊંડો ખળભળાટ જાગ્યો છે પાકિસ્તાનના જન્મે એ વર્ગમાં પણ કોમવાર વિભાગો પાડી દીધા છે — એ એક રહસ્યપૂર્ણ ઘટના છે તથા ગાંધીજીની ગોઝારી હત્યા એ એક એવી અંતર ઉદતારી નાખનારી બીના છે, કે જે ઉપર આપણ સૌએ વધુ ગંભીર વિચારણા કરવી ઘટે છે ધર્મ ઉપર રચાયેલો કોમવાદ, કે જે બુદ્ધિવાદી અંગ્રેજ ગુલામી હેઠળ દટાઈ રહ્યો હતો, તે કહેવાતા પ્રગતિશીલ અંગ્રેજ રાજ્યતંત્રના હવે પૂરા થતા સૈકામાંથી, જરા પણ ઈજા પામ્યા વિના, સાજોસમો બહાર નીકળી આવ્યો છે એ રાજ્ય પ્રતિષ્ઠાન એક જ અર્થમાં હતું અને તે એ કે, પરદેશી રાજ્યસત્તાને અનુમતિ અને વ્યક્તિત્વના ઐહલૌકિક અને ધાર્મિક એવા અનિષ્ટકારક વિચ્છેદની ભૂમિકા ઉપર ભણેલા લોકોની એક અલગ નાતનું સર્જન. ધર્મ એ માત્ર ક્રિયાકાંડ કે સાંપ્રદાયિક માન્યતાઓરૂપ નથી તે તો માનવ આત્માની ઊંડામાં ઊંડી ભૂખનો આવિષ્કાર છે તે એક એટલી વ્યાપક વસ્તુ છે કે ઐહલૌકિક કેળવણી પોતે જ એક ધર્મરૂપ બની જાય છે — અર્થાત્ ઐહલૌકિકતાનો ધર્મ બુદ્ધિવાદ પણ લગભગ એક ધર્મ જ નહોતો બની ગયો? એની જગા પશ્ચિમમાં આજે માનવતાના ધર્મે લીધી છે, એ એક અર્થપૂર્ણ બીના છે મહાન ઘટનાઓમાં છેલ્લા ૩૦ વર્ષ દરમ્યાન ગોરી દુનિયાને કારગત નીવડી ન શકવાથી પોતાની પકડ ગુમાવી બેઠેલી માત્ર બુદ્ધિ પરત્વે કંઈક વિરોધ તરફ પ્રયાણની તે સૂચક છે હિંદુસ્તાનમાં પણ આપણે એવી જ કટોકટી સમક્ષ આવીને ઊભા છીએ ઉપલા વર્ગો અને આમજનતા વચ્ચેનો જાણીતો વિચ્છેદ એ કંઈ એક છૂપીઆતા કે થોડા જ ક્ષેત્રમાં વ્યાપેલી ઘટના નથી એ તો આપણા પ્રજાકીય જીવન ઉપર પડેલો સળંગ, ઊંડો તથા છૂટા ભાગના પાડી નાખનારો ઘાવ છે તેની

હાનિકારકતા ઉઘાડી છે. તાત્ત્વિક રીતે તે ખોટા છે; અને એક અર્વાચીન લોકશાહી ઊભી થવામાં તથા વિકસવામાં વિઘ્નરૂપ છે. હિંદુસ્તાનની આમજનતા તેના યુગોજૂના વહેમો, જરીપુરાણી થઈ ગયેલી રૂઢિઓ અને ઊંડા અજ્ઞાન હેઠળ લગભગ દટાઈ ગયેલી છે. અર્વાચીન સૈકાંઓ દરમ્યાન પસાર થયેલો કાળ તેમને એક જ રીતે સ્પર્શી શક્યો છે, અને તે તેમનામાથી બધી આશા અને જીવનનો આનંદ ગૂંગળાવી નાખવાની. તેઓ આજે હતાશ બનેલા માનવરાશિરૂપે પડેલા છે. તેઓને ફરી તેમના સ્વત્વમાં સ્થાપિત કરવા જોઈએ. સાચા પ્રકારની, સ્વતંત્ર અને સર્વાંગીણ એવી રાષ્ટ્રીય કેળવણી જ તે કામ કરી શકે. તેમા ધર્મને કઈ કે સ્થાન છે ખરુ? જો હોય, તો તે કેવુ હોય? આ આપણી સામેનો પ્રશ્ન છે. તેના માર્ગમાંની મુશ્કેલીઓનો મને કશો ખ્યાલ નથી એવી ગેરસમજ વાચકને ન થાઓ અને એ મુશ્કેલીઓ ધાર્મિક શિક્ષણની બાબતમા તો ખાસ વિશિષ્ટ પ્રકારની છે. પરંતુ એનો અર્થ એ નથી કે, આપણે એ મુશ્કેલીઓ નીચે શાહમૃગની પેઠે આપણા ડોકાં દબાવી દઈને જ બચી ગયા એમ માની લઈએ.

એક અંગ્રેજ લેખક જણાવે છે તેમ, આવશ્યકતા તો "એ નક્કી કરવાની છે કે, તેઓ ધર્મ શબ્દથી ચોક્કસ શુ શુ કહેવા માગે છે, તેમ જ તેનુ શિક્ષણ બાળકોને ક્રમાનુક્રમે શી રીતે આપવુ જોઈએ "

"ધર્મના વિષય ઉપર આપણા ભવિષ્યના નાગરિકોમા એક વિશાળ દૃષ્ટિબિંદુ ખીલવવાની અત્યંત આવશ્યકતા છે " ('ધાર્મિક કેળવણીનો કોયડો અને તેનો નવો ઉકેલ' — લે આડમ્સ ગોવન્સ વ્હાઈટ, પૃ ૪૪) કોણે તે કરવુ જોઈએ, અને કેવી રીતે કરવુ જોઈએ, એ પ્રશ્ન એવો છે કે તેને માટે ઘણી વિચારણા અને ઘણા અખતરાઓની જરૂર છે મે શરૂઆતમા જ કહ્યુ હતુ તેમ, અહીં તો હુ આપણી સામેના આ મહાપ્રશ્નની તપાસ કરવામા આવે અને તેના ઉપર યોગ્ય વિચારણા થાય, એટલી જ માગણી કરી રહ્યો છુ

૬-૭-'૪૮

(મૂળ અંગ્રેજી ઉપરથી)

૬

# રાષ્ટ્રની પાયાની કેળવણી

મૅડમ મૉન્ટેસોરીએ બાળકમાં સહજ રૂપે કામ કરતી માનસ-દશાને 'સબ કૉન્શ્યસ' અથવા અવ્યક્ત કે સૂક્ષ્મ માનસ કહ્યું છે. તે કહે છે કે, મૂઢ કે અબોધ લાગતા નાનકડા બાળ઼માં પણ, પોતાના અમુક નિરાળા કાયદા પ્રમાણે, કામ કરતી અવ્યક્ત માનસ પ્રક્રિયા ચાલે જ છે, અને આપણને તે અજાણ છતાં તેના પોતાના નિયમો હોય છે જ, જેમને બાળક સહજભાવે કુદરતી રીતે, એટલે અચૂક અનુસરે છે. આ નિયમોને આપણે મોટા લોક જો સમજીએ, તો બાળસૃષ્ટિ સાથે કામ કરતાં આપણને આવડે. નહીં તો, બિચારા બાળક આપણા વાંકે દુઃખી થાય અને તેમની કેળવણી મૂળથી જ કથળે ઈશ્વરની દયા છે કે એવી જ કુદરતી સહજતા એણે માતાપિતાના કે સાચા માનવહૃદયના બાળપ્રેમમાં મૂકી છે જ્યાં તે છે ત્યાં આ નિયમો સહેજે પળાય છે. આ કરવાને માટે તે નિયમોની કોરી વિદ્યા કામ નથી દેતી.

મૉન્ટેસોરીના આ વિધાનને ઉપમાથી સમાજપુરુષ કે નાગરિકના માનસની કેળવણીને લાગુ કરીએ તો એમ કહી શકાય કે, નાગરિકનું અવ્યક્ત માનસ તેની પ્રાથમિક કેળવણી ઘડે છે એટલે બાળકની સામાન્ય અને ફરજિયાત મફત આપવા ધારેલી સાર્વત્રિક કેળવણી નાગરિકના અવ્યક્ત કે સૂક્ષ્મ સમાજ-માનસને ઘડનારી પ્રક્રિયા ગણાય.

તેથી આ કેળવણીનો વિચાર કરતી વખતે યાદ રાખવું જોઈએ કે, તે દ્વારા સમાજ પુરુષના અવ્યક્ત માનસને કેળવવાનું છે, તેના ઉપર એની અસર થાય છે એટલે તે મોટે ભાગે સમગ્ર સમાજ જીવનની સાથે સહજભાવે ઓતપ્રોત હોવી જોઈએ સમાજજીવનના મૂળ અને પ્રાથમિક વ્યાપારો એમાંથી આગળ જતાં રૂપ પકડે અને

ખીલશે, એમ સમજવુ જોઈએ એટલે કે, શાળામા બાળકને મોટે ભાગે આ મૂળ વ્યાપારોને પોતામા વણી લેતુ હોય એવુ સહજ અને સમન્વિત શાળા-જીવન જીવવાનુ મળવુ જોઈએ બાળક મુગ્ધ ભાવે તે જીવનમા રસથી રમશે અને તેમાથી સહેજે એનુ સમાજમાનસ કેળવાશે કેળવણી માત્ર વૈયક્તિક પ્રક્રિયા નથી, તે સામાજિક માનસને તૈયાર કરનારી સામાજિક કે સામુદાયિક પ્રક્રિયા પણ છે, એ ભૂલવુ ન જોઈએ

આમ બાળકના સૂક્ષ્મ માનસની ઉપમા દ્વારા જો પ્રજાના બાળ-નાગરિકની કેળવણીનો વિચાર કરીએ, તો મનુષ્યના સમૂહજીવનના તેમ જ વ્યક્તિજીવનના જે મૂળ વ્યાપારો છે તે વિચારી કાઢના જોઈએ, અને તેમને કેળવણીમા વણી લેવા જોઈએ આવા જીવનના મૂળ વ્યાપારો કયા છે? મને લાગે છે કે, સાવ સહેલાઈથી તે ગણાવી શકાય

૧ આરોગ્ય-સભાળ

૨ ઉદ્યોગ અને હુનરકળા – ઉત્પાદક પરિશ્રમ

૩ સામાન્ય જીવનની સમજ (હાથ કાન ઉપરાત આખ દ્વારા) – જ્ઞાનઉપાસના

આ વસ્તુઓને પ્રાથમિક શિક્ષણમા પ્રત્યક્ષ સ્થાન હોવુ જોઈએ એમા એટલુ યાદ રાખવુ જોઈએ કે, તે કોઈ પદ્ધતિની ઢબે કે લેસન ગનાર વેઠિયાને માટે હોય એમ નહી પરતુ જીવનને સમજવા ને એમા જાતે હાથ દઈ સહકાર્યથી તે પકડવાને મથતા ઉત્કટ માનસને જોઈએ એ રીતે એટલે કે આ પ્રક્રિયા પ્રવૃત્તિ- અને ઉદ્યમ પરાયણ હોવી જોઈએ

આ ઉપરથી આગળ વધીને જોઈએ તો સાચી પ્રાથમિક શાળામા આટલુ કામ થવુ જોઈએ

૧ સ્વચ્છતા અને આરોગ્ય અર્થે, બાળકની તથા શાળાની સ્વચ્છતાના નિયમો પ્રત્યક્ષ કરાવવા, જેથી તેની ટેવો પડે અસ્વચ્છતા

ભાગે સૂગ કેળવાય જાતે સફાઈ કરવામાં સૂગ કે નાનમ — જે એક ખોગ નટનો મુદ્દો થઈ બેઠો છે, તે ન રહે

આનો સામાજિક લાભ એ કે આપણાં ઉકરડા જેવા થઈ રહેલાં ગામડાંમાં સ્વચ્છતાની ક્રાંતિનાં બીજ વેરવા પ્રાથમિક કેળવણીમાં સ્વચ્છતા અને સફાઈનો રોજ જરાક જેટલો અધીક કનાર ઊગતા નાગરિકના અવ્યક્ત માનસમાં આ બીજ રોપશે, જે આગળ પર પાંગરીને મોટી વસ્તુ બનશે

૨ માણસની કામ માગતી ઇંદ્રિયોને કેળવવા માટે ઉત્પાદક ઉદ્યોગ હશે. આમાંથી તે ઉપયોગી સર્જનનો રસ ચાખશે તેમ જ કેવળ ગમન નહીં, પણ સમાજને ઉપયોગી એવું નવું સર્જન કરવામાં જે બુદ્ધિની અને સમજની વ્યવસ્થિતિ જોઈએ, તેની ટેવો એને આપોઆપ પડશે ઘણા માનતા લાગે છે એમ ઉદ્યોગ કેવળ ઇંદ્રિયોનો કેળવનાર જ નથી તે એની બુદ્ધિ તથા વિવેકશક્તિનેય અજાણપણે છતાં અચૂક રીતે ઘડતો જશે એના સમાજ-આત્માનું પણ એમાં ઘડતર રહેલું છે આદિકાળથી જોઈએ તો, માનવની ઘણીખરી વિદ્યાઓ આ ઢબે જ જડી છે, ઘડાઈ છે, અને ખીલી છે

અને હવે આ ઉદ્યોગની સામાજિક બાજુ જોઈએ તે એ છે કે, આજકાલ સૈકા ઉપર થયાં દેશની શિક્ષણપ્રથામાંથી, અને પરિણામે પ્રજાના માનસમાંથી જ જાણે ન હોય એમ, જે હુનરકળાની કુશળતાની તાલીમ જ જતી રહી છે તે પાછી તેના માર્ગોમાં આપોઆપ રોપાશે ઊગતા રાષ્ટ્રમાં ઉદ્યોગ વધે, પેદાશ વધે કામ ધંધો વધે, તો જ તે રાષ્ટ્ર ઊભું રહી શકે છે તેને સારુ પ્રજાના નાગરિકની પ્રાથમિક કેળવણીના સૂક્ષ્મ માનસમાં ઉદ્યોગ અને હુનરની ટેવો ભૂમિકા રૂપે તૈયાર થવી જોઈએ ગાંધીજીની પાયાની કેળવણીમાં આ એક મોટી વસ્તુ રહેલી છે, એ તરફ હજી ઓછા જ કેળવણીકારોનું ધ્યાન ગયું છે રશિયાનો દાખલો અહીં ધ્યાનમાં લેવા જેવો છે

૧૯૧૮થી ત્યા કેળવણીમા જે ક્રાતિ થઈ તે તેના ઉત્થાનનો પાયો છે. (આ વિષે જુઓ 'સર્વોન્નતની કેળવણી' — કૃપાનાનીજી કૃત પ્રકરણ ૬ )

૨ ઉપર ત્રીજી વસ્તુ ગણાવી છે — સામાન્ય જીવનની સમજ આ સમજ આપવાને માટે બાળક જ્યા જેવુ પોતે છે ત્યાથી અને તે રીતે જીવનને સમજવા માગે છે ઘર, રાચરચીલુ, ઉત્સવ, ખેતીવાડી, ગામ, લોકુ સમાજતત્ર, સરકાર, એ બધુ, જે જે ને જ્યા જ્યા તેની આસપાસના જીવનને સ્પર્શે છે, તે તે લેવા અને ત્યા ત્યા એ જિજ્ઞાસાથી જાય છે, જુએ છે, પૂછે છે, કાર્ડક કરવા ચાહે છે ખરુ જોતા, આ મહાન કુતૂહલ કે જિજ્ઞાસાને પોષવા માટે જ આપણે આજકાલ ચાલતા જે વિષયો છે તે તેને શીખવીએ છીએ પરતુ તે એવી ખોટી અને અવિજ્ઞાની રીતે થાય છે કે, એ ફળ આવતુ નથી અને ઊલટા અનિષ્ટ ફળ નીપજે છે તે સુધારવાને માટે પાયાની કેળવણીમા ઉદ્યોગ કે અનુબધ પદ્ધતિ સૂચવવામા આવી છે તેના સાધન ઉદ્યોગ સહકાર્યક્રમ, પર્યટન, વાતચીત રમતગમત ઇ૦ છે તે બધાની સરખામણીમા, અક્ષર દ્વારા જ્ઞાન આપવાની રીત ઓછી સીધી ગણાય તે રીત મનુષ્યે પોતાની સજ્ઞાશક્તિમાથી નિપજાવેલી છે તેથી તે એટલી સરળ નથી, પણ પરોક્ષ અને આડમ્તરી છે આજની ચાલુ પ્રથામા આ મોટો મુદ્દો ભુલાયો છે, તેથી અક્ષરજ્ઞાન જ જાણે મુખ્ય હોય એવુ થઈ રહ્યુ છે છતા અક્ષર દ્વારા જ્ઞાન એટલે કે વાચન લેખન ને ગણિતથી પણ બાળકને જીવન સમજવા સાધન આપવાનુ છે એની ના ન પાડી શકાય

આ ત્રીજા મુદ્દાનો સામાજિક ભાગ લોકશાહી સમાજરચના છે જે રચનામા નાગરિક આગળ પર ભાગ લેવાનો છે, તેમા જ તે મુખ્ય ભાવે ઊછરવો જોઈએ એટલે કે શાળાનુ જીવન આ સમજથી અને એ સિદ્ધાત ઉપર ચાલે તેને સારુ બાળકને ખગોળ, ભૂગોળ, ઇતિહાસ, સમાજવિદ્યા મનવિદ્યા વિજ્ઞાન ઇ૦ માથી તેને રસ પડે એવો એટલે કે તેની આસપાસના જીવન તથા કામકાજ અને

પરિસ્થિતિમાંથી જાગતો હોય એટલો ભાગ તેને અનુરૂપ રીતે મળવો જોઈએ તો બાળક પોતાના ગજા પ્રમાણે સમજપૂર્વક તેનું ગ્રહણ કરી શકે, એટલે કે તે કેળવણી પામી શકે

અને અક્ષર તથા અંક એ બે મનુષ્યે ખાસ શોધેલા એ સંજ્ઞાના સાધનો છે તો તેનો પરિચય — એટલે કે ભાષા અને ગણિત — પણ તેને તે રીતે મળવા જોઈએ

આ ઉપરાંત મનુષ્યે પોતાની સંજ્ઞાશક્તિનો ઉપયોગ કળા નિર્માણ કરવા માટે પણ કર્યો છે કળાનું વસ્તુ તો મનુષ્યમાં પડેલું છે. તેને બહાર પ્રગટ કરવા માટે પણ તેણે સંજ્ઞા યોજી છે. જેમ ભાષા, અક્ષર, અને અંક તેના સાધનો છે તેમ જ ચિત્ર તથા સંગીત અને અભિનય પણ તેના સાધન છે બાળકના સહજ વિકાસને માર્ગ આપે એવી કેળવણી યોજવી હોય તો આ સંજ્ઞા-સાધનોની પણ તાલીમ મળવી જોઈએ પરંતુ તેની પદ્ધતિ પણ ઉદ્યોગ કે પ્રવૃત્તિ અને જીવનના અનુસંધવાળી હોવી જોઈએ તે ભૂલવું ન ઘટે મોટેરાઓ માટે જે વ્યવસ્થિત અને તર્કબદ્ધ રીતો ને અભ્યાસક્રમો યોજાય છે એ રીત બાળકના અવ્યક્ત માનસ માટે નકામી અને ત્રાસરૂપ હોય છે, એ ભૂલવું ન જોઈએ આ ક્રિયાઓ પણ આપોઆપ અને મુગ્ધ ભાવે અને સમન્વિત પ્રક્રિયા રૂપે થવી જોઈએ એમાં મોટેરાને અને ઉચ્ચ શિક્ષણમાં કદાચ ફાવે એવી પૃથક્કરણની (Analytical) પદ્ધતિથી કામ કરવાની દૃષ્ટિ ન રાખવી જોઈએ પરંતુ જીવનમાં આ બધું જે રીતે ભેગું રહે છે તેમ જ બાળશિક્ષણમાં સમન્વિત અખંડ રીતે હોવું જોઈએ ગાંધીજીની શિક્ષણપદ્ધતિમાં એક મોટી વાત હોય તો આ છે કહેવું જોઈએ કે, એ વાત પણ હજી સુધી શિક્ષણશાસ્ત્રીઓના ધ્યાનમાં ઓછી જ આવી છે

પ્રાથમિક કેળવણીને આપણે હવે નવેસર અને ધરમૂળથી વિચારી કાઢી, તેના પાયા પર રાષ્ટ્રનું સાચું શિક્ષણ રચવા માગીએ છીએ,

ત્યારે ઉપરની વિચારણાનો મુદ્દો લક્ષમા લઈને ચાલવુ જોઈએ નહીં તો ઉચ્ચ શિક્ષણવાળા લોકો તેમની (Analytical) તર્કશુદ્ધ પૃથક્કૃત રીતે પાછુ બધુ ચૂથવી નાખી દેશને લગભગ હતો ત્યા ને ત્યા જ રાખશે.

૧૦–૫–'૪૮

## ૭

## ગાંધીજીની કાર્યપદ્ધતિ

આજ સુધી આપણે એક પ્રજા તરીકે, આપણી ઉપર ચડી બેઠેલી પરદેશી સરકાર સામે લડતા હતા આ કામમા આપણે ઓછામા ઓછા ૬૦ વર્ષ તો આપ્યા છે. કોંગ્રેસનો જન્મ, જાણ્યે અજાણ્યે, આ જ એક ઇતિહાસ-જરૂરી કાર્યને માટે થયો હતો, એ આજે દીવા જેવું સ્પષ્ટ છે.

મૉડરેટ રાજકારણીઓએ અગ્રેજ રાજકર્તાને અનુસરીને બધારણીય કાર્યપદ્ધતિ ખીલવી તેમા કાયદાકાનૂની યોગ્યતા બરોબર સચવાતી. એટલી જ યોગ્યતા જો વિચારવાની હોત, તો એ પદ્ધતિ બસ થાત સ્વરાજ ભોગવતા લોકશાહી દેશોમા સામાન્યપણે એ બસ થાય છે, એ આપણે જાણીએ છીએ મૉડરેટ લોક વધારેપડતી સુ-રાજ્ય માટે ચિતા કરતા, તેમને પરદેશી રાજ્યની અતર્ગત દોષિતતા ઘરૂ શરૂમા દેખાઈ નહોતી એટલે તેમની એ શાણી પદ્ધતિ ખરે વખતે અફળ ગઈ, અને ૧૯૧૯ના જમાનામા હિંદી પ્રજાને, પોતાના સ્વમાનને સાચવવાને માટે, નવી પદ્ધતિઓ શોધવી પડી

નવી કોઈ પણ પદ્ધતિ પ્રજાને કામ દે એવી અસરકારક લાગવી જોઈએ, એ તો વહેનારુ વાત ઉઘાડી હતી તે ઉપર તો કોઈ પદ્ધતિને લોક સૂચે પણ નહી. પરતુ તે ઉપરાત તે યોગ્ય પણ હોવી જોઈએ આ બેઉ શરતો પૂરી કરતી પદ્ધતિ ગાધીજીના સત્યાગ્રહમા લોકોએ

જોઈ જોતાવેત તેમને એની પ્રતીતિ થઈ ગઈ કે, આ પદ્ધતિ અ આ નેતા હવે આપણે માટે અકિત થાય છે

એ પદ્ધતિના પાયાના સિદ્ધાત બે — સત્ય અને અહિંસા અને એ પર રચાયેલી પદ્ધતિના સાધન બે — અસહકાર અને કાનૂનભંગ અને એ સાધનો યોગ્ય હેતુસર વપરાતા હોવા જોઈએ તેમા પૂરી સામાજિક જવાબદારીનુ ભાન હોવુ જોઈએ સમાજશરીરને માટે તે અપથ્ય ન હોઈ શકે તેથી ગમે તેવો અસહકાર ન ચાલે, ગમે તેમ ગમે તેવો કાનૂનભંગ ન ચાલે નહી તો તો સમાજ છિન્નભિન્ન થઈ જાય એટલે અસહકાર અહિંસક હોવો જોઈએ, કાનૂનભંગ સવિનય હોવો જોઈએ એમ સ્પષ્ટ જણાવવામા આવ્યું

આ ઉપરથી ચોક્કસ શબ્દોમા જો સત્યાગ્રહના શસ્ત્ર વર્ણવવા હોય તો તે આ બે છે —

અહિંસક અસહકાર,

સવિનય કાનૂનભંગ

આ બે વિશેષણમા એ સાધનની યોગ્યતા સમાઈ છે એટલુ જ નહી, એમા એની અનિવાર્ય અસર શક્તિ પણ રહેલી છે એ બે વિશેષણના ભાવ જેટલે દરજ્જે પ્રજા સાચવે, તેટલે દરજ્જે તેની શક્તિ અમોઘ બને, એ જગતના ધારણના નૈતિક કાયદામાથી તારવી બતાવી શકાય એવુ છે આને જ ગાધીજી એમની રીતે કહે છે કે, સાચો સત્યાગ્રહ કદી હારતો જ નથી

એક સૂક્ષ્મ વિવેચકે ગાધીજીના 'અહિંસક અસહકાર' ઉપર માર્મિક ટીકા કરી છે કે આ એક નકારવાદી વસ્તુ છે, તેનો હકારવાદી ભાગ એટલો આગળ નથી આવતો

આનો અર્થ એમ નથી કે ગાધીજીની પદ્ધતિમા કેવળ નકારવાદ છે કેવળ પરિભાષા જોતા એવો ભ્રમ થઈ શકે છે ખરો પરંતુ તે બરોબર નથી પરિભાષા પોતાના જન્મકાળની મુખ્ય જરૂર પ્રમાણે જાગે છે જે કાળમા ગાધીજીની પદ્ધતિ દેશ આગળ રજૂ થઈ, ત્યારે

સરકાર સાથે અસહકાર એ ભાગ મુખ્ય હતો, અને, એ કરવામા નકારવાદી નહી, પરતુ ભારે હકારવાદી રહસ્ય રહ્યુ હતુ તેથી એ રાજ્ય આગળ આવ્યો અને તેનો હકારવાદી ભાગ જે જીવત પ્રજાકીય સહકારી કાર્યનો, તે ધીમે ધીમે ઊગતો ગયો

૧૯૨૪થી રચનાત્મક કાર્યક્રમ શબ્દપ્રયોગ જાગ્યો છે, એ આ પ્રજાકીય સહકારી કાર્યને માટે જ આમ, ખરુ જોતા ગાધીપદ્ધતિના ત્રણ અગ ગણાય અને આ ત્રીજુ અગ એવુ વ્યાપક અને વિશાળ છે કે, ગાધીજીએ તેમના લખાણો તથા ભાષણોમા તેને જીવનના બધા અશો અને અગઉપાગોને આવરી લેતુ નિરૂપ્યુ છે આ એમની ફિલસૂફીનો હકારવાદી ભાગ છે, અને ખરુ જોતા, તેને જ જોરે, પેલા બે પ્રાસગિક કામ દેતા સાધનો તેમની સાધનતાનુ જોર પામે છે અને અસરકારક બની શકે છે

ગાધીજીની સનાતન પદ્ધતિ સત્ય અને અહિસા- મય જીવનની છે તેમા લડવા પ્રસગ આવે,— અને એ આવશે એ તો બનવાનુ. — ત્યારે સત્ય- અને અહિસા મય લડવાની રીત પણ એમા જ રહેલી છે તે એ કે, પાપ કે અનિષ્ટ સાથે અસહકાર અને જરૂર પડે તો તેનો સવિનય પ્રતીકાર કરવા માટે કાનૂનભગ

આ ગાધીજીની પદ્ધતિ ટૂકમા થઈ એની છૂટક બાબતો જ જુઓ તો તે નવી નથી પરતુ એમણે એ બધી દ્વારા એક સુસબદ્ધ પદ્ધતિશાસ્ત્ર અને ફિલસૂફીબદ્ધ નીતિધર્મ આપ્યો છે એ એમનુ અણમોલુ કાર્ય છે

આ વિષે હવે જગતને પણ ખાતરી થઈ છે દક્ષિણ આફ્રિકામા આ પદ્ધતિનો જન્મ ગયા સૈકાના અતિમ દસકામા થયો ત્યારથી આજ સુધીમા તેણે જાત જાતની કસોટીઓ વિતાવી છે છેલ્લા વિશ્વયુદ્ધ તો તેની આખરી કસોટી કરી ગણાય એ બધા બાદ, આ એક ચીજ છે અને તે તરફ ધ્યાન આપવુ જોઈએ, એમ તો જગતમા વિચારકોનો મત થયો છે તેઓ એ પ્રમાણે વર્તી શકે કે ન શકે એ જુદી વાત છે

## ૮

# 'છેલ્લો કટોરો'

૧૯૩૧મા ગાંધીજીને માટે 'છેલ્લો કટોરો' ગાનાર કવિજન આજે સદેહે હાજર નથી તેથી આજની ગાંધીજીની મનોદશા કયા શબ્દોમા તે કવિહૃદય વર્ણવત એ તો કોણ કહી શકે! પરંતુ એમ તો ખરું જ કે, છેલ્લો કટોરો તો આજ ગાંધીજીને પીવાને માટે આવી રહ્યો છે. એક ગુલામ દેશને તેની ગુલામીમાથી છોડાવવા માટે નેતાપદ લેવુ અને ઇતિહાસેય ન જોયુ ન જાણ્યુ હોય એ રીતે તેને ધન્ય કરી છૂટવુ એ ઘડી તે પુરુષના જીવનમા કેવી હોવી જોઈએ! ૧૯૧૯મા લોકમાન્યે આ દુનિયામાથી વિદાય લેતા તેમના હાથમાથી ગાંધીજીએ દેશની સ્વરાજકૂચનો ઝંડો આગળ ચલાવવાની જવાબદારીનો ભાર માથે લીધો અને તેને ધર્મ અને કુનેહભેર આગળ લઈ આજે દિલ્હીમા રોપ્યો છે. પરંતુ — છતા — તોપણ, જો દેશમા આજે દુખીમા દુખી હૃદય હોય તો એ છે! કુદરતની કળા અકળ છે. એ જ ઘડીએ એ મહાનુભાવ હૃદયમા હિંદના ભાવીના ભયસ્થાનો ડોકાઈ રહ્યા છે ત્યારે જ 'એ હી ધનુષ એ હી બાણ' હોવા છતા તે ભયોને દૂર કરવામા એ લાચારી અનુભવે છે, અને તેથી દુખી છે. અહિંસક ધર્મયુદ્ધથી સ્વરાજ લેવાનું બીડું એમણે ઝડપ્યુ. પ્રાચીન મહાભારત પેઠે તે પાર પડ્યુ. પણ છેવટે તો યુદ્ધ તે યુદ્ધ જ. કામ સર્યે વૈદ વેરી જેમ ધર્મ પાછો ઢીલો પડી પાછળ રહે છે અને યુદ્ધોને સદા કાળથી જન્મ દેતી આવેલી મોહભાવનાઓ વળી માનવહૃદયમા ખદબદવા લાગે છે. તેથી જ મહાભારતનો અંત સમજ્યા સૌ કોઈ તેના બન્નેના પાત્રો વિષાદથી ખિન્ન થઈ જાય છે, અને માનવસમાજના સનાતન ઇતિહાસના આર્ષ આલેખક ભવિષ્યદ્રષ્ટા કહે છે —

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥

[હાથ ઊંચા કરી ! પોકારીને કહું છું પરંતુ કોઈ મને સાંભળતું નથી· ધર્મમાંથી અર્થ તથા કામ બંને સધાય છે, તો પછી એવો જે ધર્મ તેને કેમ સેવવામાં નથી આવતો?]

અને ધર્મરાજા આશ્ચર્ય બતાવે છે કે, આપણે ખરેખર જીત્યા કે હાર્યા!

अनर्थो ह्यर्थसंकाशः तथाऽनर्थोऽर्थदर्शनः ।
जयोऽयमजयाकारो जयस्तस्मात् पराजयः ॥

[અર્થ જેવો દેખાતો, આ અનર્થ જ છે, આ જયનું સ્વરૂપ પરાજયનું હોઈ, અમારો આ જય તે પરાજય જ છે]

હિંદના અહિંસક કહેવાયેલા યુદ્ધને અંતે આપણી આવી જ દશા થઈ લાગે છે એ યુદ્ધ સાચું અહિંસક હતું નહીં — નબળાનું યુદ્ધ હતું, એનો પણ પુરાવો એ પરિણામ આપે છે સ્વતંત્ર થવા છતાં આપણને તે સ્વતંત્રતાનો સ્વાદ નથી આવતો. પાકિસ્તાને હરાવ્યા એવી પરાજયબુદ્ધિના વેરથી લોક સમસમી રહ્યા લાગે છે.

અને ગાંધીજી હાથ ઊંચા કરીને કહે છે — સત્ય અને અહિંસા વગર હવે પછી પણ તમારું ચાલવાનું નથી, તમે નથી સાંભળતા તેથી હું મારું મોં બંધ નથી કરી શકતો. દંડનીતિ અને રાજધર્મ કરતાં માનવધર્મ ચડિયાતો છે અને એ સનાતન ધર્મના પાયામાં બંને રહેલા છે. છતાં આપણે તે ન માનીએ, એ દશાની કરુણતાનો 'છેલ્લો કટોરો' કદાચ પેગંબરોનું સામાન્ય નસીબ જ હશે કે શું?

૧૮-૭-'૪૭

## ૯

# स धर्मः किं न सेव्यते

મહાભારતનો આખો ઇતિહાસ નિરૂપ્યા પછી અંતે મહાભારતકાર પોતે જ સાર તારવીને કહે છે

> ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।
> धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥

"હાથ ઊંચા કરીને હું પોકારું છું, પરંતુ કોઈ મને સાંભળતું નથી. ધર્મ વડે જ અર્થ પણ અને કામ પણ સિદ્ધ થાય, એ ધર્મને કેમ સેવતા નથી?"

અને ધર્મપૂર્વક અર્થ અને કામ (અર્થાત્ સમગ્ર જીવન) વ્યતીત કરતા આવડ્યું, પછી જેને ચતુર્થ કે તુરીય કહે છે, તે સિદ્ધ થવામાં કયું બાકી રહ્યું ખરું?

ધર્મના અચલ અને વ્યાપક નિયમમાં શ્રદ્ધા એ ગાંધીજીના જીવનકાર્યને સમજવાની ચાવી છે. એ ધર્મનો નિયમ વ્યવહારમાં તેમ જ પરમાર્થમાં, વ્યક્તિગત વ્યવહારમાં કે ગમે તેવા જગદ્વ્યાપી માનવ વ્યવહારમાં એકસરખો સત્ય છે, તથા તેના પાલનનું કે ઉલ્લંઘનનું પરિણામ અચૂક નીપજે છે — ભલે પછી તે અમુક મર્યાદિત દૃષ્ટિએ વહેલું કે મોડું નીપજતું લાગે. ચેતનવસ્તુ અને કર્મવસ્તુ એ બંને એક જ આત્મતત્ત્વનું બે જુદે પાસેથી કરેલું નિરૂપણ માત્ર છે અને તેથી કર્મનો નિયમ અર્થાત્ ધર્મ ચેતનવસ્તુ જેટલો જ વ્યાપક અને અટળ છે. બીજી રીતે કહીએ તો ધર્મ અનુસારનું કર્મ એ જ ચેતનકર્મ કે ઈશ્વરકર્મ છે અને તેથી ધર્મ અને કર્મ બંને એકરૂપ બની રહે, ત્યારે ચેતન પોતાના પૂર્ણ સ્વરૂપે વિરાજ્યું કહેવાય અને

જ ચતુર્થ પુરુષાર્થ — મોક્ષ એવું નામ આપવું હોય તો આપો. જોકે, એ થોડી આડ વાત થઈ.

ગાંધીજી ધર્મના એ વિશ્વનિયમને અનુસરનારા ધર્મપુરુષ હતા. દરેક કર્મ એ ધર્મકર્મ હોવું જોઈએ, ભલે પછી તે કર્મ વૈયક્તિક કે રાજનૈતિક ક્ષેત્રમાં થતુ હોય, કે સ્વજન સાથે કે દુશ્મન સામે થતુ હોય. હિંસા, વ્યભિચાર, જૂઠ, ચોરી વગેરે જો અધર્મ હોય, તો તે બધાં પોતાના કે પારકા, મિત્ર કે દુશ્મન, એ બધા સાથેના વ્યવહારમાં સરખાં જ અધર્મરૂપ હોય. એટલું જ નહીં, પણ ગમે તેવો સારો હેતુ બર લાવવા માટે એટલે કે અન્યાયી, અત્યાચારી કે જુલમીનો સામનો કરવામાં, ગુલામીમાંથી મુક્ત થવામાં, પોતાના કુટુંબીઓનું ભરણ-પોષણ કરવામાં કે સ્વદેશસેવા કરવામાં પણ એ અધર્મરૂપ કર્મોનો આશરો ન જ લઈ શકાય. કારણ કે અધર્મથી કદી સારુ પરિણામ ન આવે; અધર્મથી તો આપણી સારી મકસદ સાથે આપણો નાશ જ થાય. સાથે સાથે, અન્યાયી, અત્યાચારી, ચોર, જુલમી એવા માણસ, રાજા કે વેપારીની નોકરી કરવી કે તેના કામમાં સાથ આપવો, કે તેની કારવાઈ માથે ચડાવવી, એ પણ તે તે હિંસા, ચોરી, જૂઠ ઇત્યાદિમાં ભાગ લેવા જેવું જ કહેવાય. ધાર્મિક પુરુષ કદી ગુલામી, અત્યાચાર, કે અનાચાર મૂંગે મોંએ સહન કરી શકે નહીં.

પણ તો પછી અન્યાય અત્યાચારનો પ્રતિકાર ધર્મપૂર્વક શી રીતે કરી શકાય? આ બાબતમાં ગાંધીજીએ આપેલો ફાળો એ તેમનો અદ્વિતીય ફાળો હતો. પાપ એ જો અસત્ છે — અધર્મ છે, તો તેને તેની પોતાની સ્વતંત્ર હસ્તી છે જ નહીં. પાપ પોતે પોતાને જોરે કદી ઊભું રહી શકે નહીં. તેને માતવા માટે કે ઊભું રહેવા માટે સામેથી પાપનુ જ બળ જોઈએ. તે તેને મળતુ બંધ થાય, તો તે આપોઆપ તૂટી પડે. અત્યાચારી અથવા જુલમી તેનો અન્યાય અને અત્યાચાર ચલાવતો હોય છે, તે તેને તેના અન્યાય-અત્યાચારમાં સામેથી મળતા સહકારથી જ. એટલે પાપી કે અન્યાયી સામેની લડાઈ સૌથી પ્રથમ

રૂપ જ લાગતો હતો. પાકિસ્તાન સામેની પોતાની લડત માટે તેમની રીતે પ્રથમ આત્મશુદ્ધિનું પગલું જોરશોરથી પ્રજા સામે તેમણે શરૂ કરાવવા પણ માડ્યુ હતુ. એ આત્મશુદ્ધિના પગલા પછી જરૂર તેમનુ પાકિસ્તાન સામેનુ સીધુ — આખરી પગલુ પણ આવત, અને એ એમના સાચા સત્યાગ્રહી ધર્મપુરુષના માર્ગથી જ મોટે ભાગે એ પાકિસ્તાન સામેનુ યુદ્ધ પણ સફળતામા જ પૂરુ થયુ હોત – અને કદાચ બધા ધારે તેના કરતા પણ ઘણુ જલદીથી પરતુ અગ્રેજો સામેના સશસ્ત્ર યુદ્ધમા જે લાચારી હતી, તે મુસલમાનો સામેના યુદ્ધમા લોકોને ન દેખાઈ, એટલે તેઓ ગાંધીજીને પાકિસ્તાન સામેના અહિંસક યુદ્ધમા અનુસરવા આનાકાની કરવા લાગ્યા છતા એ વીરપુરુષ તો પોતાની પ્રજાને પોતાને માર્ગે લેવા હિંમતભેર 'એકલો જાને રે' –ની રીતે મથામણ કરતા જ રહ્યા પરતુ મુસ્લિમાનોને તો સશસ્ત્ર સામનાથી જ જલદી પરાસ્ત કરવાની અધીરાઈવાળા આપણે તેમની લડતની જ દોરવણીને appeasement — મુસલમાનોની મનામણી રૂપ માનતા રહ્યા અને છેવટે તેમનુ ટૂંટિયુ કાઢીને જ જપ્યા પરતુ જલદી સિદ્ધિ પ્રાપ્ત કરતા દેખાતા સશસ્ત્ર સામનાથી કદી જુલમ, અત્યાચારનો કાયમી નાશ થઈ, સાચી શાતિ સ્થાપી શકાતી નથી — એ પાઠ યુરોપમા આપણી નજર સામે ચાલુ ચાલ્યા કરતી ખાનાખરાબીમાંથી પણ આપણે શીખવા માગતા નથી અને એ યુરોપવાળાઓ જ ગાંધીજીએ સફળ રીતે આદરી બતાવેલી અગ્રેજો સામેની અહિંસક લડતમાંથી સબક શીખવા જેવો માનતા થવા લાગ્યા હોય !

## ગાંધીજીની જેલયાત્રાઓ

### ૧. દક્ષિણ આફ્રિકામાં

૧૯૦૮ જાન્યુ૦ ૧૦ ટ્રાન્સવાલના ખૂની કાયદાને નામે ઓળખાતા, અને એશિયાઈ દફતરમા દરેક હિંદીએ પોતાના નામ નોંધાવી પરવાના મેળવવાને લગતા કાયદા સામેના સત્યાગ્રહમા જોહાનિસબર્ગમા પકડાયા એ માસની સાદી

કેદની સજા થઈ સરકારે સમાધાનની શરતો રજૂ કરતા, ૨૦ દિવસ બાદ, ૩૦મી જાન્યુ૦ છૂટયા

૧૯૦૮ ઓક્ટો૦ ૧૬ સરકારે વિશ્વાસઘાત કરતા ફરી સત્યાગ્રહ શરૂ થયો, તેમા ગાંધીજી ૭મી સપ્ટેમ્બરે વૉલક્સ્ટમા પકડાયા, અને બે માસની સખત મજૂરી સાથેની કેદની સજા થઈ સજા પૂરી કરી ૧૩મી ડિસે૦ છૂટયા

૧૯૦૯ જાન્યુ૦ ૧૫ ટ્રાન્સવાલ ઇમિગ્રેશન ઍક્ટનો ભંગ કરી, નાતાલથી ટ્રાન્સવાલ જતા વૉલક્સ્ટમા પકડાયા, ત્રણ માસની સજા થઈ ૨૪મી મેને દિવસે છૂટયા

૧૯૧૩ નવે૦ ૬ નવા ઇમિગ્રેશન બિલ સામે હડતાળિયાઓ સાથે ટ્રાન્સવાલમા દાખલ થતા પામફર્ડ મુકામે પકડાયા, જામીન ઉપર છોડયા

" નવે૦ ૮ સ્ટેન્ડર્ટન આગળ ફરીથી પકડયા ફરી જામીન ઉપર છોડયા

" નવે૦ ૯ ટીકવર્થ મુકામે ફરીથી પકડયા અને કેસ ચલાવવા ડંડી લઈ ગયા

" નવે૦ ૧૧ ત્યા ડંડી મુકામે ૯ મહિના સખત કેદની સજા થઈ

" નવે૦ ૧૭ બીજી કનમ હેઠળ વૉલક્સ્ટ મુકામે વધુ ત્રણ માસની સખત કેદની સજા

સરકારે સમાધાનના સદેશાઓ ચલાવવા ડિસે૦ ૧૮ને રોજ છોડી મૂક્યા

## ૨ હિંદુસ્તાનમાં

૧૯૧૭ એપ્રિલ ૧૭ ચંપારણમા તપાસ અર્થે ગયેલા ત્યા મોતીહારી જિલ્લો છોડવા નોટિસ આપી, ન માનતા કામ ચલાવ્યુ, પણ સજા કરવાને બદલે સરકારે પછી કેસ પાછો ખેંચી લીધો

તે પાપ કે અન્યાય સામે આપણે જાતે જે સહકાર આપતા હોઈએ તે બધ કરવાથી, એટલે કે અસહકારથી જ દૂર થાય. તેનુ બીજુ નામ આત્મશુદ્ધિ છે આપણે આપણી નિર્બળતા કે પાપ વડે જ સામાને જુલમી કે અત્યાચારી થવામા મદદ કરીએ છીએ એટલે પ્રથમ આપણે એ સહકાર આપવો બધ કરીએ, અને તે અસહકાર વડે જ જાતે ઊભતા કે આતતા બધ થઈએ, એટલે આપોઆપ અર્ધી લડાઈ કે કદાચ આખી લડાઈ પૂરી થાય છે કારણ કે, સામા અત્યાચારીનુ અર્ધું બળ તેથી ઓછુ થઈ જાય છે, અને આપણે પોતે તેના પૂરતા વધુ સબળ બન્યા હોઈએ છીએ આપણે આપણી આત્મશુદ્ધિ સાધી લીધી, એટલે પછી અત્યાચારીને ખતમ કરવા માટે કદાચ બીજુ એક જ પગલુ બાકી રહે, અને તે તેના અત્યાચારને પ્રાણને ભોગે પણ વશ ન થઈને, તેની સાથે સીધા અથડામણમા આવવાનુ અર્થાત્ ધર્મને જ દૃઢપણે અનુસરવાનુ એમ કરવુ એ અત્યાચારીને પૂરેપૂરો ખતમ કરવામા સીધા પગલારૂપ કે આખરી ફેંસલારૂપ નીવડે છે કારણ કે ધર્મનુ સત્ય તે વખતે પેલા અધર્મની સામે સીધુ અથડામણમા આવે છે અને એ તો ઉઘાડી વાત છે કે, સત્ય સામે અસત્યને ટકી રહેવુ એ શક્ય જ નથી પરતુ આપણી મારફત ધર્મનુ એ સત્ય અમલી બનાવવુ એ સહેલુ નથી, અને છે પણ ખરુ કારણ કે એમા ધર્મને આત્મબલિદાન જ આપવાનુ હોય છે અને એ બલિદાન જેટલુ શુદ્ધ — અર્થાત્ સાચુ, તેટલો પેલો ધર્મનો અગ્ર નિયમ અમલી બનવા લાગવાનો એ આત્મબલિદાન અથવા તપ, એ અન્યાયી સામેની લડાઈમા આવતુ સીધુ — આખરી પગલુ છે ગાંધીજી તેથી જ કહેતા કે એ જ સાચો સત્યાગ્રહી હોય તોપણ સ્વરાજ આવે જ કારણ કે તે એમના શુદ્ધ — સાચા બલિદાનથી ધર્મનો વિશ્વનિયમ અમલી બનવા લાગે છે

બાપુજી પોતે એવા એક સાચા સત્યાગ્રહી થવાનો સતત પ્રયત્ન કર્યે જતા હતા અને એ વાતની શકા થઈ શકે તેમ છે ખરી, કે

એમના એકનાના એ સાચા સત્યાગ્રહ સામે — કહો કે સત્યના પ્રયોગો સામે હિંદમા અંગ્રેજી મત્તનતની અસત્યની ઇમારત હમેશને માટે મ્ડ્ડમૂલ તૂટી પડી

બાપુજીના એ આત્મબલિદાન અથવા તપના પ્રસગોની માળા નીચે સળગ ઉતારી છે. જેલના પ્રસંગોની પેઠે ઉપવાસના પ્રસંગો પણ અન્યાય, જાૂઠ, વગેરે સામે આત્મબલિદાનના કે સીધા પગલાના જ પ્રસગો કહેવાય પરતુ ઉપવાસ એ અમુક વિશુદ્ધ મર્યાદાઓમા વિચાર-પૂર્વક લેવાનુ એવુ નાજુક પગલુ છે, કે તેને આમજનતાની લડાઈમાં સામુદાયિક પગલુ ન મનાવી શકાય તે પૂરતા જ ઉપવાસના પ્રસગોને જેલના પ્રસગોથી જુદા પાડ્યા છે પરતુ તે સત્યાગ્રહી પુરુષની અપેક્ષાએ વિચારીએ, તો તે બધા જ એકસરખા આત્મબલિદાનના — તપના પ્રસગો જ હતા

અતે એક વાત અપ્રસ્તુતપણે પણ ઉમેરતા જવાનુ ઠીક લાગે છે અગ્રેજો સામેની લડાઈમા ગાંધીજીએ પ્રજા પાસે આત્મશુદ્ધિ — અસહકારથી માંડીને સીધા આખરી પગના (આત્મબલિદાન કરેગે યા મરેગે) સુધીના પગલા આચરાવ્યા અગ્રેજો સામે શસ્ત્રાસ્ત્ર સામનો કરવો સભવિત ન હતો એ લાચારીને કારણે, પ્રજા ચોડેનણે અશે ગાંધીજીના એ કાર્યક્રમમા સામેલ થઈ અને છતા, કહો કે એ એક સાચા ધર્મયુદ્ધ — સત્યાગ્રહીના બળે જ, મુખ્યત્વે, પોતાની આઝાદીની મકસદ હાસલ કરી શકી તે જ પ્રમાણે ગાધીજી પાકિસ્તાનના પાપ સામે પણ પ્રજાને એ જ રીતે સાગોપાગ સફળપણે જરૂર દોરી જાત ગાંધીજી ભાગલાને 'પાપ' કહેતા, અને તે એ શબ્દના સાચા અર્થમા કહેતા કદી તેમણે મુસલમાનોની ભાગલાની માગણી કોઈ પણ દૃષ્ટિએ સ્વીકારવા યોગ્ય માની નથી અને જેમ હરિજનોને સવર્ણ હિંદુઓથી જુદા પાડવાના મેંકડોનાલ્ડના વિચ્છેદક પગલા સામે તેમણે જાત પણ હોડમા મૂકી, તેમ જ હિંદ માતાના આ વિચ્છેદ બાબત પણ તેમણે કર્યું હોત, કારણ કે એ વિચ્છેદ તેમને 'પાપ'

૧૯૧૯ એપ્રિલ ૧૦ રાષ્ટ્રીય સપ્તાહ અંગે લોકોના ઉશ્કેરાટને શાંત પાડવા પંજાબ જતા દિલ્હી નજીક કોશી પાસે પકડ્યા પરિણામે લોકોમાં વધુ ઉશ્કેરાટ થતા, મુંબઈ લાવી છોડી દીધા

૧૯૨૨ માર્ચ ૧૦ 'યંગ ઇન્ડિયા' પત્રમાં લખેલા ત્રણ લેખો માટે રાજદ્રોહના આરોપસર પકડી ૬ વર્ષની સાદી કેદની સજા કરવામાં આવી.

યરવડા જેલમાં એપેન્ડિસાઇટીસનું દરદ ઊપડતા ફેબ્રુ૦ ૫, ૧૯૨૪,ના રોજ છોડી મૂક્યા

૧૯૩૦ માર્ચ ૧૨ ૧૯૩૦ના માર્ચ ૧૨મીએ દાંડીકૂચ આરંભી, અને કરાડીમાં મીઠાના કાયદાનો ભંગ કર્યો, પણ પકડ્યા નહીં પછી મે માસની ચોથી તારીખે રાતે તેમને ૧૮૨૭ના રેગ્યુલેશન ૨૫ હેઠળ પકડી, કેસ ચલાવ્યા સિવાય મેની ૫મી તારીખે યરવડામાં પૂર્યા.

ગાંધી-ઇર્વિન કરારનામાની વાટાઘાટો માટે ૧૯૩૧ના જાન્યુ૦ની ૨૬મી તારીખે છોડ્યા

૧૯૩૨ જાન્યુ૦ ૪ ૧૯૩૧ ડિસે૦ ૩૧ના રોજ ફરી સત્યાગ્રહની લડત શરૂ કરવામાં આવી ૧૯૩૨, જાન્યુ૦ ૪ના રોજ સરદાર પટેલ સાથે મુંબઈમાંથી ૧૮૧૮ના રેગ્યુલેશન ૩ હેઠળ પકડી, કેસ ચલાવ્યા વિના યરવડામાં પૂરી દીધા

૧૯૩૩ના મેની ૮મી તારીખે ૨૧ દિવસના હરિજન ઉપવાસ શરૂ કરતા તેમને સરકારે તે જ દિવસે છોડી દીધા

૧૯૩૩ જુલાઈ ૩૧ વૈયક્તિક સત્યાગ્રહ શરૂ કરતા પકડી યરવડામાં થોડા દિવસ અટકમાં રાખ્યા પછી ૪થી ઓગસ્ટે નિયંત્રણ હેઠળ છોડી દીધા

૧૯૩૩ ઑગસ્ટ ૪. પરંતુ ગાંધીજીએ તે નિયંત્રણનો તે જ દિવસે સવિનય ભંગ કરતા તેમને ૧ વર્ષની સાદી કેદની સજા ફરમાવીને યરવડામાં પૂરી દીધા

દરમ્યાન મૅકડોનાલ્ડના કોમી ચુકાદા અંગે ઉપવાસ શરૂ કરતા તેમને ઑગસ્ટની ૨૩મીએ છોડી મૂક્યા. પરંતુ ગાંધીજીએ સજાનો સમય પૂરો થાય ત્યાં સુધી, એટલે કે, ૧૯૩૪ના ઑગસ્ટની ૪થી તારીખ સુધી માન અસ્પૃશ્યતાવિરોધી કામકાજ કરવાનો જ નિર્ણય કર્યો

૧૯૪૨ ઑગસ્ટ ૯ 'હિંદ છોડો' લડતને અંગે મુંબઈથી પકડી, હિંદ સંરક્ષણધારાની કલમ ૨૬મી હેઠળ આગાખાનના મહેલમાં અટકમાં રાખ્યા

૧૯૪૪ના મેની ૬ઠ્ઠી તારીખે બીમારીને કારણે તેમની જિંદગી જોખમ ભરેલી થઈ ગયેલી જણાતા છોડી દીધા.

## ગાંધીજીના ઉપવાસો

૧૯૧૩ ફીનિક્સ આશ્રમના બે આશ્રમીઓની નબળાઈ અંગે પ્રાયશ્ચિત્ત રૂપે એક અઠવાડિયાનો ઉપવાસ પછી પણ સાડા ચાર માસ સુધી એક જ ટંક જમ્યા

૧૯૧૪ ફીનિક્સ એવા જ કારણોસર ૧૪ દિવસના ઉપવાસ

૧૯૧૮ અમદાવાદ (માર્ચ ૧૨) અમદાવાદના મિલ હડતાળિયાઓ સમાધાન થતા સુધી પોતાની હડતાળ ચાલુ ન રાખે અથવા મિલના કામકાજને હમેશને માટે છોડી ન દે, ત્યાં સુધી અન્નનો સ્પર્શ ન કરવાની પ્રતિજ્ઞા ૩ દિવસના ઉપવાસ બાદ સમાધાન થયું

૧૯૧૯ સાબરમતી (એપ્રિલ ૧૩) નડિયાદ પાસે ઉખેડવાના પ્રયત્નના પ્રાયશ્ચિત્ત રૂપે ત્રણ દિવસનો ઉપવાસ લોકોને પણ તે જાતનો એક દિવસનો ઉપવાસ કરવા જણાવ્યું ગુનો કરનારાઓને જાતે હાજર થઈ જવાની અપીલ

૧૯૨૧ : મુંબઈ : (નવેમ્બર ૯–૧૮) પાંચ દિવસનો ઉપવાસ, પ્રિન્સ ઑફ વેલ્સના આગમન પ્રસંગે થયેલાં તોફાનો અંગે પ્રાયશ્ચિત્ત તરીકે.

૧૯૨૨ : બારડોલી : (ફેબ્રુઆરીના બીજા અઠવાડિયામાં) ચૌરીચૌરાનાં રમખાણો અંગે પાંચ દિવસનો ઉપવાસ.

૧૯૨૪ : દિલ્હી : (સપ્ટે૰ ૧૮) કોહાટનાં હિંદુ-મુસલમાન રમખાણો પછી હિંદુ-મુસલમાન એકતા માટે ૨૧ દિવસનો ઉપવાસ.

૧૯૨૫ : સાબરમતી : (નવે૰ ૨૪) આશ્રમના સાથીદારોની ચૂકને અંગે સાત દિવસનો ઉપવાસ.

૧૯૩૨ : યરવડા જેલ : (સપ્ટે૰ ૨૦ની બપોર) મૅકડોનાલ્ડના કોમી ચુકાદા સામે મરતા સુધીનો ઉપવાસ. સપ્ટેમ્બરની ૨૬મી તારીખે સાંજના પાંચ વાગતાં સરકારે બદલેલા નિર્ણયની જાણ તેમને કરવામાં આવતાં તેમણે ઉપવાસ છોડ્યો.

૧૯૩૨ : યરવડા જેલ : (ડિસે૰ ૨૨) આપ્પાસાહેબ પટવર્ધનને જેલમાં માગેલું ભંગીનું કામ તેમને ન મળતાં, તેમણે આદરેલા ઉપવાસની સહાનુભૂતિમાં ઉપવાસ. બે દિવસમાં ખાતરી મળતાં ઉપવાસ છોડ્યા.

૧૯૩૩ : યરવડા જેલ : (મે ૮) ૨૧ દિવસના હરિજન ઉપવાસ. સરકારે તે જ દિવસે તેમને જેલમાંથી છોડી દીધા હતા. ઉપવાસની પૂર્ણાહુતિ પૂનામાં 'પર્ણકુટી' મુકામે ૨૯મી મેના રોજ થઈ હતી.

૧૯૩૩ : યરવડા જેલ : (ઑગ૰ ૧૬) મેના છુટકારા પહેલાં મળતી સગવડો સરકારે બંધ કરતાં, જેલમાંથી હરિજન-કાર્ય ચલાવવાની છૂટ મેળવવા માટે ઉપવાસ શરૂ કર્યા. ૨૦મી ઑગસ્ટે તેમને કેદી તરીકે જ સાસૂન હૉસ્પિટલમાં ખસેડ્યા. પરંતુ ઑગ૰ ૨૩મીએ તેમની સ્થિતિ ગંભીર થતાં તેમનો બિનશરતી છુટકારો કરવામાં આવ્યો.

१९३४ જુલાઈ હરિજન ચળવળના વિરોધીને એક હરિજન ચળવળના પ્રચારકે લાઠી વડે મારતા, ગાંધીજીએ સાત દિવસ તપશ્ચર્યા રૂપે ઉપવાસ કર્યા

१९३९ રાજકોટ (માર્ચ ૩, બપોર) રાજકોટ નરેશે પ્રજાને આપેલા ગભીર વચનનો ભગ કરેલો જણાતા ઉપવાસ વાઈસરોયે મોરીસ ગ્વાયરને લવાદ નીમતા માર્ચની ૭મી તારીખે બપોરના (૨-૨૦) ઉપવાસ છોડયા

१९४३ આગાખાન મહેલ (ફેબ્રુ૦ ૧૦, બપોરે) ત્રણ અઠવાડિયાના ઉપવાસ સરકારી આક્ષેપો સામે

१९४७ કલકત્તા (સપ્ટે ૧) કલકત્તામા કોમી એખલાસ માટે ઉપવાસ ૭૩ કલાક બાદ શહેરમા સપૂર્ણ શાતિનો એક દિવસ પસાર થતા અને બધી કોમોના લોકોએ પોતાના હથિયારો ગાંધીજી આગળ રજૂ કરી દેવાનુ શરૂ કરતા, અને ખાતરી આપતા ઉપવાસ છોડયા (સપ્ટે૦ ૪)

१९४८ નવી દિલ્હી (જાન્યુ૦ ૧૩) કોમી એખલાસ માટે અનિશ્ચિત મુદત સુધીનો ઉપવાસ જાન્યુ૦ ૧૮મીએ બધી કોમોના ૧૩૦ આગેવાનોએ કોમી એખલાસ માટે બનતુ કરી છૂટવાની પ્રતિજ્ઞા લેતા ઉપવાસ છોડયા

જેલ અને ઉપવાસની આ બધી યાતનાઓ કહો કે તપશ્ચર્યાઓ આ મહાપુરુષે વેઠી વેઠીને જે સફળતાઓ મેળવી છે, જે આદોલન જગાવ્યુ છે જે હૃદય હલાવ્યા છે તે બધાને પ્રતાપે આજે હિંદુસ્તાન અથવા કહો કે ઘણે અશે સમગ્ર જગત શાતિ અને સ્વતત્રતાના દર્શનનો અનેરો લહાવો લઈ રહ્યુ છે તેમની આ બધી યાતનાઓનો આ નકશો તે મહાપુરુષ પ્રત્યે તથા તેમણે આપેલા અમૂલ્ય વારસા પ્રત્યે આપણી જવાબદારીની યાદ કાયમ રાખો

ફેબ્રુઆરી ૧૯૪૮ ગોપાળદાસ પટેલ

# ૧૦

# સરદાર અને જવાહરલાલ

ગાંધીજીએ એક પ્રસંગે પોતાના વ્યક્તિત્વનું વર્ણન આ શબ્દો દ્વારા કર્યું હતું હું પ્રત્યક્ષ વ્યવહારકુશળ આદર્શવાદી છું કેવળ આદર્શનો ગગનવિહાર કવિ કળાકાર અને નીતિવાદી કે કદાચ 'સિનિક' — સનાતન ટીકાખોરમાં જોવા મળી શકે તે વર્ગના લોકો કદાચ પોતાના આદર્શનો વિચાર તેના અમલની ભાષામાં કે માનવજીવનની મર્યાદાઓમાં નથી વિચારતા કે વિચારી શકતા કોણ જાણે! ગાંધીજીની એક મોટી વિશેષતા એ હતી કે, તેઓશ્રી આદર્શનું ધ્યાન જીવનમાં તેનો પ્રયોગ કરી જોવા માટેની નેમથી કરતા ને રાખતા આથી જ તે પ્રત્યક્ષને ક્ષણભર પણ ભૂલી શકતા કે ભૂલવા માગતા નહોતા અખિલ હિંદના, એક આખી પેઢી જેટલા લાંબા સમય સુધી, એક અદ્વિતીય નેતા અને પિતા સમાન તે બની શક્યા, તે પણ આથી જ સામાન્ય રીતે સાથે જોગ ખવડાવવો મુશ્કેલ, એવા ૮૬ આ ગણાય — વ્યવહાર અને ગગનવિહાર, વસ્તુસ્થિતિ અને આદર્શ, તાત્કાલિક સફળતા અને દૂરદર્શીજય આ દ્વંદ્વો એમનામાં ભેગા વણાયા હતા કેવળ વ્યવહારિયા બનીને નહીં, પણ આદર્શના પ્રેર્યા એ વ્યવહારમાં પડ્યા અને તેથી આદર્શ વ્યવહારવીર એ બન્યા હતા

આ બે ગુણો અને તેના અલગ પડી જાણે મૂર્તિમંત બનતા ન હોય એમ એમના બે સદાના સાથી સામ તોમા જોવા મળે છે પંડિત જવાહરલાલજી અને સરદાર વલ્લભભાઈ ગાંધીજીએ હિંદની અખંડ સેવામાં તૈયાર કરી આપેલી આ ગુણોની અજોડ બેલડી છે હિંદમાં ગાંધીજી પાસે દ્વિવિધ કામ માગતું ક્ષેત્ર પડ્યું હતું ઉંમરે અને અજ્ઞાને કરીને સહેજે ગગનવિહારપ્રેમી બની બેસે એવું યુવાન વળ

અને વ્યવહારે અને દુનિયાદારીના ડહાપણે કરીને સહેજે વ્યવહાર-દક્ષી જ બનતું એવું પ્રત્યક્ષ બળ — આ બંનેને હિંદની આઝાદીની સેવાના એમણે નાથવાના હતા. એકને કેવળ ગગનવિહારના તડકામાંથી કાર્યભૂમિ પર જોતવાનું હતું, તો બીજાને કેવળ તકવાદ કે કામમા-કાલવું એન્જન્તિ-વાદની કોર જડતામાંથી કાઢીને પ્રેમની સેવામાં નમ્ર બનાવી એની અતુલ શકિતને વાળવાની હતી આ કામ ગાંધીજીએ તે બંનેના મૂર્તિમંત પ્રતિનિધિરૂપ એવા પંડિતજી તથા સરદારશ્રીને ઘડીને અને તેમની દ્વારા કર્યું આ બેનડી આજે સ્વતંત્ર હિંદનું ભાવિ ઘડે છે — તેને માટે દેશે એને તેની સત્તાની લગામ સોંપી છે, તે અમસ્તી નથી

આ બંનેના જન્મદિવસ પંદર દિવસને આંતરે હમણાં જ દેશ-ભરમાં ઊજવાયા સરદારશ્રીનો તા ૩૧-૧૦-'૪૮ના રોજ અને પંડિતજીનો તા ૧૪-૧૧-'૪૮ના રોજ દશે પ્રેમ અને આભાર તથા આદરમાનના જે ઉમળકાથી અને ઉત્સાહથી તે ઊજવ્યા, તે આ બે હિંદના મહારથીઓ પ્રત્યેની એની કૃતજ્ઞતા દર્શાવે છે

પંડિત જવાહરલાલજી, તેમના ઉછેર અને શિક્ષણ થકી, અમીરી સ્વભાવના છે ભારતમાતાની માટીનું ઘડાયેલું ખોળિયું અને એનો આત્મા અંદરથી જો આક્રંદ કરતો જાગ્યો ન હોત, તો પંડિતજી, તેમના શિક્ષણના દમાણથી, અંગ્રેજ અમીરીના નમીરાને શોભાવે એવા થઈ રહેત એને બદલે એ હિંદના ગરીબના બનવાને મથ્યા, એમાં બે કારણ બતાવી શકાય — એમનો ભારતીય આત્મા અને ગાંધીજીનું ગુરુપદ એમના પુસ્તકનું નામ 'ડિસ્કવરી ઑફ ઇંડિયા' એમણે આપ્યું છે, એમાં આ ભાવ ચોખ્ખો તરી આવે છે ભારતનું સાચું સ્વરૂપ, તેની સંસ્કૃતિ અને ગૌરવમૂર્તિનો સાક્ષાત્કાર એમને થયો, તેનો આનંદ એમાં વ્યક્ત થાય છે જે વસ્તુ એમને તેમના વિલાયતી શિક્ષણે ન બતાવી, ઊલટું જે વસ્તુથી બાજી જ વાતોથી એ શિક્ષણે તેમને તરમોળ કરી દીધા, તે છતાં તે પોતાના સાચા આત્માને

જોઈ શક્યા · આ પ્રતીતિને તેમણે 'ભારતનો સાક્ષાત્કાર'— 'ડિસ્કવરી ઑફ ઇંડિયા'— કહીને વર્ણવી છે, એમ મને લાગે છે.

આ શિક્ષણે એમને યુરોપના સમાજવાદને આદર્શ તરીકે શીખવ્યો તે શિક્ષણથી, આજેય યુરોપમા તે જતા હશે ત્યારે, તેમને ત્યા ભાગ્યે અતડું કે પરાયુ લાગતુ હશે પરંતુ ગાંધીજીના સાન્નિધ્યમાં રહેતા અને સાથે કામ કરતા તે શીખ્યા કે, જેમ સ્વદેશાભિમાન બસ નથી, માનવતાભિમાન જોઈએ, તેમ જ તે શીખ્યા કે સમાજવાદ બસ નથી, એથી આગળનો એવો ગાંધીજીનો સર્વોદય અને શાંતિવાદ જોઈએ

આથી કરીને તે સમાજવાદી હોવા છતા, ગાંધીજીની સાથે રહી, આગળ વધી ગયા અને હિંદનો સમાજવાદી કહેવાતો પક્ષ એમને તેના એક સંકુચિત પક્ષકાર તરીકે મેળવવામા અફળ ગયો આજના 'સમાજવાદી' નેતાઓની હરોળમા જવાહરલાલજીને કલ્પી નથી શકાતા, એનુ કારણ એમના વ્યક્તિત્વને ગાંધીજીએ જે પાસા પાડ્યા, તેને કેળવીને પોતાનો રાજદ્વારી વારસો સંભાળવાને યોગ્ય અને દૃઢ બનાવ્યુ, એ છે સમાજવાદી પણ જવાહરલાલજી જેવાને ખુએ એમા એ પક્ષની પણ ઇતિહાસી કદર અંકાઈ રહે છે જવાહરલાલજીમા એવુ વૈયક્તિક ઝવેરાત હતુ કે તે એ પક્ષના નર્યા અવાસ્તવિક ને ગૂંચાયેલા માનસનુ ભોગ ન બની શકે એવા અફળતાજન્ય માનસથી જવાહરલાલજીનો આત્મા દબાઈ જઈ, કોણ જાણે કઈ દિશામા વળી મુક્તિ મેળવત હિંદને માટે એ આફતરૂપ જ ગણાત. પણ પંડિતજીનુ માનસ અને પ્રતિભા એનાથી જબરાં અને વધારે તેજસ્વી હતા. અને તે આજે સિદ્ધ થયેલા, સૌ કોઈ જોઈ શકે છે એનુ તેજ અને એની શક્તિ તથા લાભ હિંદને અને જગતને લાંબા કાળ સુધી મળ્યા કરો

સરદાર વલ્લભભાઈના પ્રતિભા અને વ્યક્તિત્વ આથી જુદી જ ભાત પાડનારા છે તે ધરતીના છે અને ધરતી જેવા અડીખમ છે. સ્થિર ભૂમિ અને ભૂમિકા પર પગ જમાવ્યા વગર તે કોઈ વાતે હાથ મૂકતા નથી કે મૂકવા દેતા પણ નથી જેમા પડે તેમાં સોંસરા જવાની

એમની કળાનું મૂળ એમના સ્વભાવની ઉપરની ખાસિયત છે આ એમને શીખવી પડેલી વાત નથી

માણસને અને વસ્તુને કે બનાવને સૂનવીને ચાલવું જોઈએ, એ તો કોણ નથી માનતુ? પણ એ કરી શકનારા વિરલ હોય છે એને માટે, વસ્તુતાની ગગમેરગી જાળાંઝટમા પણ કામ દે એવી જે પારદર્શી નજર જોઈએ, તે વિરલ માનવશક્તિ છે ગગનવિહાર, પરિતોષ, અતિઆ શંકા ઇત્યાદિથી પણ આ નજર ઝખવાઈ શકે છે નજરની આવી કોર કુલાઅના રાજકારણ અને વ્યવહારમા આબાદ કામ દે છે એ શક્તિ સરદારસાહેબમા રાડથી જોવા મળે છે એ જ નજરે એમણે ગાંધીજીને અને એમના કામને પણ જોયા અને મૂલવ્યા એ જ નજરે અગાઉના દેશનેતાઓને તે મલવતા હતા તેમા ગાંધીજી એમની એ વાસ્તવદર્શી નજરમા એવા તે બેસ સરદાર ધારત તો એમની વિવિધ શક્તિઓથી નાના મોટા અનેક જાહેરજીવનના ખામોચિયા તળાવડામા મોટા થઈ શકત પણ તેમની નજર એથી વ્યાપક હતી, અને ખાસ કહેવું જોઈએ કે, તે ધ્યેયલક્ષી હતી એમને હિંદમા સ્વરાજ જોઈએ, અગ્રેજો હિંદ છોડીને જાય એ વાત તે ગાંધીજી આવ્યા તે પૂર્વેથી જપનારા દેશભક્ત હતા આ ધ્યેય એમને માટે ઊંડી ધર્મભાવના રૂપ બન્યુ હતુ ઉપર કહી તેવી વાસ્તવદર્શી અને પારખુ નજરનુ એક ભયસ્થાન એ છે કે, તે ધરાવનાર માણસ જો ધ્યેયશૂન્ય હોય તો કેવળ તકવાદી કે સાવ કોરા સફળતાવાદી બની જાય તેવાઓ પછી વ્યાપક મોટા કામોમા નથી જઈ શકતા તેવાઓને હાથે મોટી કોઈ સેવા ભાગ્યે જ બની શકે છે સરદારસાહેબ મૂળથી એવા નહોતા નહી તો ઈ સ ૧૯૧૫ અગાઉ ક્યારના એ તેવા પથે પળ્યા હોત

તેમનુ ગાંધીજીને આજીવન સમર્પણ તેમની મળમળતી દેશદાઝ અને ડાર્કે કરી છૂટવાની 'સરફરોશીકી તમન્ના' બતાવે છે ૧૫મી ઑગસ્ટના 'શકર્સ વીકલી'મા એક લેખકે સરદાર વિષેની નોંધમા

આ કહ્યું છે તે ઠીક છે, પણ એમાં એક વાત ખૂટે છે તે એમની ધ્યેયનિષ્ઠ ધર્મપરાયણતાની વસ્તુ. હમણાં તેમણે વિમાની [illegible] આગળ પોતાની વાત કરતાં કહ્યું તેમ, એ 'સ્ટેટ્સમૅન' કે 'રાજદ્વારી' પુરુષ નથી, જોકે આઝાદીના યુદ્ધના એક અદના યોદ્ધા છે. પણ આપણે જાણીએ છીએ કે, તે રાજપુરુષ છે અને વ્યવહારુ રાજકારણી પણ છે, પણ સાર એ જ નથી. એ એમની વિભૂતિ છે, શોભા છે, બાકી સ્વભાવે એ સિપાઈ છે અને ગાંધીજીના સિપાઈ બનવાનું પસંદ કર્યું છે. આમાં એ પુરુષના વ્યક્તિત્વની ખાસિયત રહેલી છે અને એનું મૂળ સરદારની ધર્મભાવનામાં — એમના આંતર જીવનમાં રહેલું છે. તે સ્વભાવે ભક્ત છે અને ભક્તવત્સલ છે. માતાપિતાના ધર્મગુણનો વારસો એમના હાડમાં રહેલો છે.

જુવાનીના એમના એક અંતરંગ મિત્ર (આજે એ હયાત નથી)-ના [illegible] પાનથી મને જાણવા મળ્યું છે કે જીવનની શરૂઆતમાં આ બે મિત્રો અધ્યાત્મ અને જીવનના ધ્યેય વિશે ઊંડી ચર્ચાઓ કરતા. મિત્ર સંન્યાસ અને નિવૃત્તિનો પક્ષ કરતા. સરદાર એ સમજતા, પણ એ વાત એમને અજુગતી કે ઝુકાવ જોતાં અસ્થાને લાગતી. આ ચર્ચાઓ આ મિત્રો સરદાર વિલાયત હતા ત્યારેય, પત્રો દ્વારા કરતા. એ પત્રો આજે મળી શક્ત તો સરદારના જીવનનું એક સૂક્ષ્મ અને મૂળગત ઝરણું આપણે જોઈ શક્ત. તે પત્રવ્યવહાર નાશ પામ્યો લાગે છે. સરદારે કહેલું સાંભળ્યું છે કે પ્રાચીન ઢબના સાધુ સંન્યાસી તો [illegible] આજે એવા કેટલાય આપણે ત્યાં વનગુફાઓમાં મળે, પણ ગાંધીજીની જનસેવા અને રાષ્ટ્રપ્રેમ અને એને માટે સર્વસ્વનું બલિદાન ક્યાં મળશે? એવો સાધુ પુરુષ બીજો છે? એના ઉપાસક હું છું અને એની આગળ સંન્યાસ નિવૃત્તિ નકામાં નીવડે છે.

સરદારના જીવનમાં રહેલી આ મૂળગત જીવનભક્તિ સમજ્યા વગર એમની શક્તિઓનો સાચો ખ્યાલ આવી ન શકે. આથી જ, બે ભિન્ન પ્રકૃતિવાળા આ સરદાર અને જવાહરલાલ એક થઈ

શકે છે. બંનેમાં ધ્યેયપ્રેમ અને તેને માટે મરી મીટવાની ધગશ છે. તેથી જ બંને પોતપોતાની ઈશ્વરદત્ત શક્તિઓને તેની સેવામાં વ્યવસ્થિત કરીને સમર્પણ કરવા તૈયાર છે. તે જાદુ ગાંધીજીએ કરી આપ્યો છે. એમણે આ બંને સાથીને એક આખી પેઢી સુધી સાથે રાખી કામ લીધું અને એમ કરીને ઘડ્યા, અને એ બંને મહાપુરુષો એ કેળવણી લેવાને માટે તૈયાર થયા. આજે કેટલાક કહે છે કે, આ બે જણ વચ્ચે મેળ નથી, ત્યારે તે બંને જણ એકીઅવાજે કહે છે તે સાવ સાચું છે કે, લગભગ ૩૦ વર્ષથી એક નેતાના હાથ તળે, ખભેખભા મિલાવી કામ કરનારા અમે આ જન્મે તો કદી છૂટા પડીએ એમ નથી; ભારતમાતાની સેવામાં જે દીક્ષા બાપુજીએ અમને આપી છે એમાં ફેર પડનાર નથી.

૨૩-૧૧-'૪૮

## ૧૧

## કાયદે-આઝમ ઝીણા

સ્વરાજની પહેલી વરસગાંઠને દિવસે એક વિદ્યાર્થીસભામાં મને બોલાવ્યો હતો. તે પર્વનું વિવેચન કરતા એક એવી વાત મેં કહી કે, એક રીતે જોતાં, પોતાની વાતમાં નિશ્ચય અને અડગતાની જ દૃષ્ટિએ જોઈએ તો ગાંધી, ચર્ચિલ, અને ઝીણા સરખા ઊતરે એવા દાખલી ગણાય. સામ્રાજ્ય-સંગઠનમાં અંગ્રેજ જેવી કુશળ પ્રજા જગતમાં બીજી એકે નથી. તેની મુગલમાંથી હિંદને છોડવવો એ નાનુંસૂનું નિશ્ચયબળ નથી. એ બળ ગાંધીજીનું હતું. અને તે એટલું જબરું હતું કે, 'ગાંધી એટલે આંધી' એમ એક પ્રાસયુક્ત શબ્દપ્રયોગ જ કોઈ યોજ્યો હતો.

આવા પ્રચંડ આંધી-વેગે જતા ગાંધીજીના બળને બ્રેક મારવાને માટે એવી જ જબરી શક્તિ જોઈએ. ચર્ચિલ અને ઝીણા ગાંધીજીના

પ્રચંડ વેગયુક્ત કાર્યને ઐકરૂપ હતા તેમા એ એ જણની કારકિર્દીનુ મહત્ત્વ આવી ગયુ, તો તેની સાથે તેની ટીકા કે તારીફ પણ સમાય છે

એ વાતને મહિનો માસ પૂરો નથી થયો, ત્યા તા. ૧૨મી સપ્ટેમ્બરે પાકિસ્તાનથી ખબર આવે છે કે, હિંદના મુસલમાનોના કાયદે-આઝમ જનાબ મહમદઅલી ઝીણા ગુજરી ગયા છે. એની સાથે હિંદના હિંદના દોઢેક દસકાના ઇતિહાસનો એક મોટો અંક પૂરો થાય છે આ અંકના ભેદ વિષે કાયદે-આઝમ પોતે શુ ધારતા હશે, એ તો હવે કોયડો જ રહેવાનો

એક એવો વિચાર આવે છે કે, ઝીણાસાહેબે અંતે શાંતિથી જીવ છોડયો હશે કે કેમ? આ પણ કહી શકાતુ નથી એમની તારીફ કરતા કહેવાય આવે છે કે, મોટામા મોટા મુસ્લિમ રાજ્યનુ એમણે નિર્માણ કર્યું છે કદ તથા વસ્તીમા પાકિસ્તાન મોટામા મોટુ હશે. અને એ ઊભુ થઈ શક્યુ તેને માટે જો કોઈ એક વ્યક્તિની જવાબદારી ગણી હોય તો તે ઝીણાસાહેબ છે, એમા પણ ભાગ્યે જ મીન કરી શકાય. આવડુ મોટુ રાજ્યસ્થાપન ઝીણાસાહેબે એવુ ઝપાટામા કર્યું અને તે છોડીને ગયા કે, મને એ ઉપરથી પ્રાચીન ઇતિહાસની એક વાત યાદ આવી કહે છે કે, મહમદ ઘોરી કે સિકંદરે (?) પોતાના પરાક્રમથી પારાવાર સમૃદ્ધિ અને ગજ્યશ્રી સંપાદન કરી, અંતે મરવાનુ આવ્યુ ત્યારે તેણે એવી સૂચના આપી હતી કે, મારા હાથ બહાર ખુલ્લા રાખીને મને દફન કરવા લઈ જજો, જેથી જગત જાણે કે છેવટે હુ ખાલી હાથે જ જાઉ છુ* જો કાઈ જોડે જતુ હોય તો તેનુ કર્યું કારવ્યુ પાપપુણ્ય જ ગયુ મહમદઅલી ઝીણાએ પાકિસ્તાન લીધુ, પણ ખાલી હાથે જ ગયા. જે કાઈ રહ્યુ તે એમના કાર્યના ફળ લખવાનુ. આ કેવા હશે તે હવે પછીનો ઇતિહાસ કહેશે

* આને જ મળતુ ઔરંગઝેબે ૧૭૦૭મા મરણ વખતે કહેલુ, એમ ઇતિહાસ કહે છે

કહેવાય છે કે, મગનારનુ માફુ ન બોલવુ વાત સાચી છે પાકિસ્તાનનો જન્મ એક રીતે જોતા કાંઈ ઝીણાસાહેબનુ વૈયક્તિક કાર્ય નથી ઇતિહાસમા મોટમોટા પુરુષો પણ અમુક ભાગ ભજવે જ આ ભાગ ભવ્ય હોય છે, મહા પ્રભાવ પાડનારો હોય છે છતા તે આખા ઇતિહાસ પર્વનો એક — ભલે મોટો માનો, છતા — એક અંશ હોય છે આનો ખ્યાલ કરવો જોઈએ કે જે ઝીણાને મે ૧૯૧૭-૧૮ના જમાનામા જોયા જાણ્યા છે તેમના માનમા ઊભો કરેલો ઝીણા હોલ આજેય એ દિવસોની યાદ આપે છે એમની તીવ્ર વકીલાત અને કુશાગ્ર બુદ્ધિ જાણીતી છે અને એમની રાજદ્વારી કુનેહ તથા આગપાટા ખાવા તથા ખેલવાની બહાદુરી માન મુકાવે એવી વસ્તુઓ છે તેથી શરૂમા મે એકેની વિદ્યાર્થીસભામા એમ કહેલુ કે, અર્વિંન ઝીણા જેવા શક્તિસંપન્ન પુરુષો હિંદ સ્વરાજની સેવામા પાછા આવે એવુ હું તો મનથી પ્રાર્થના કરનારો માણસ છુ એમની ભાવના ભૂતભરેલી હશે પરંતુ એમની શક્તિ અને પોતાને પ્રિય વસ્તુ માટેની વફાદારી એ ભારે ગુણો છે એ વાત ખરી છે, આવી શક્તિઓ બેધારી તલવાર જેવી છે આમેય કામ દે અને તેમેય કામ દે તેથી કરીને આ શક્તિઓની સાથે સાચા આદર્શની શુદ્ધ દૃષ્ટિ પણ જોઈએ તે વગર જગતને હિતકર અને મુક્તિની જ મળે

આ વસ્તુનો વિચાર કરીએ છીએ ત્યારે પાકિસ્તાન અને તેના નિર્માતાનુ જીવન અને કાર્ય વ્યક્તિગત વસ્તુ મટી ઇતિહાસનુ એક પ્રકરણ બને છે

ક્યાંક વાચ્યુ છે કે, ઝીણાસાહેબના વડવા કાઠિયાવાડના લોહાણા હતા અને ત્રણેક પેઢી પરના એમના વડવા ખોજા મુસલમાન થયેલા તેમના પિતા કરાચીમા વેપારી હતા અને ઠીક કમાતા હતા ઝીણાનો જન્મ ત્યા ઈ સ ૧૮૭૬મા (?) થયો હતો કરાચી માટેનો તેમનો પ્રેમ આમાથી હોય

તેમણે ત્યાં મદરેસામાં અભ્યાસ કર્યો, અને પછી ત્યાંની મિશન સ્કૂલમાં. ત્યાં તે યુનિવર્સિટીમાં ગયા લાગતા નથી, પણ ૧૮૯૨માં તે વિલાયત જઈ બૅરિસ્ટર થયા હતા.

આ જ સમયમાં ગાંધીજી પણ લગભગ આ જ રીતે ભણ્યા કહેવાય. માત્ર તે પાંચ ૭ વર્ષ મોટા. તેટલા વહેલા વિલાયતથી પસાર થઈ આવ્યા એટલું જ. વિલાયતમાં તે પણ દાદાભાઈ વગેરેને મળેલા, તેમ જ ઝીણાસાહેબે પણ ત્યાંથી દેશકામના પાઠ લીધેલા. દેશ પાછા આવી ઝીણાસાહેબ બારિસ્ટરીમાં પડ્યા અને બીજી બાજુથી રાજ-કારણમાં પણ ભાગ લેતા. તે કૉંગ્રેસમાં જોડાયા. ગોખલેજી જોડે મઉન્ટ્રિન સદાર અને અદગ કામ કર્યું. ટિળક મહારાજના સંપર્કમાં પણ તે આવ્યા. કદાચ એમનું રાજકારણ ઝીણાને વધુ ગમતું હોય. કાયદાશાસ્ત્રનું બંધારણવાદી રાજકારણ તો એમને ફાવે અને ગમે, એ ઉઘાડું છે. પરંતુ ૧૯૧૫ બાદ ગાંધીજી આવ્યા. તેમની નીતિરીતિ ઝીણાસાહેબને ભાગ્યે જ ગોઠી, એમ લાગે છે. હોમરૂલ લીગમાં ગાંધીજી ભળ્યા લેવા લાગ્યા ત્યાંથી જ એ જુદાઈ આવે છે. સવાલ એ છે કે, ઝીણાને ગાંધીજીનું પ્રજા-રાજકારણ શાથી ન ગમ્યું? શું એ મૉડરેટ જેવા 'આર્મ-ચૅર' રાજકારણી હતા તેથી? એમ નથી લાગતું. અનુમાન તો એવું જાય છે કે તેમને એ પ્રકૃતિથી જ ન ગમ્યું. કદાચ તેમાં એમના જેવા અતિમાની માણસને ગાંધીજીની દોરવણી સ્વીકારવાનું જ મૂળે ન રુચ્યું. કદાચ, કેટલાક કહે છે એમ, તેમને એમ લાગ્યું કે, આમાં તો ઠગ હિંદુરાજ થઈ જશે. આ બાબતમાં કોઈ ઠરાવ પર આવવું અઘરું છે, કેમ કે એને માટે જોઈતી સામગ્રી નથી. ઝીણાસાહેબ પોતે કે તેમનો કોઈ બૉસ્વેલ જેવો અંતેવાસી આ તો કહી શકે. અસ્તુ.

આ પછી ઝીણાસાહેબ કૉંગ્રેસથી અળગા થયા તે થયા. એ અંતર વધતું જ ગયું — વધારાતું જ ગયું. ગાંધીજી જેવા પણ એ ઓછું કરી ન શક્યા. ૧૯૨૦-૩૦ સુધી જે ઝીણા રાષ્ટ્રીયતા અને

કોમી એકતાના મોટા સ્તંભ મનાતા, તે આ વરસો બાદ હડહડતા અને કટ્ટર કોમવાદી બની ગયા ! આ મોટો માનસફેર ઘણાને માટે એક કોયડો જ છે

આમ થયા તો થયા, પણ તે પોતાનો ઇરાદો પાર પાડવાને માટે અંગ્રેજ રાજનીતિને મદદગાર બનવા સુધી પણ ગયા ! ચર્ચિલે મુસ્લિમ લીગની આ નીતિમા પોતાની સામ્રાજ્યરક્ષા જોઈ આથી એણે આ ભિખવાદને ટાલ આપી

આ આશ્રય નીચે મુસ્લિમ લીગે પણ પોતાની નીતિ ફેરવી. ઝીણાસાહેબે જાહેર કર્યું કે, હવે લીગ સક્રિય પગલા લેવાની નીતિથી ચાલશે આ સક્રિય પગલા એટલે કોમી હુલ્લડો અને અશાતિ, એમ જ થઈ રહ્યુ અગ્રેજી રાજમા હિંદના મુસલમાનોએ તેમના રાજકારણમા હુલ્લડને એક રાજદ્વારી શસ્ત્ર-સાધનની અદાથી વાપર્યું, એવો વાદ પણ કેટલાક કરનારા છે

આ બધા દુ ખદ પલટાઓ અને પ્રસગોમા પડવાની જરૂર નથી. એમાથી અતે પાકિસ્તાન નીપજ્યુ આથી મુસલમાનો એક વાર તો રાજી થયા, પણ એમાથી અત્યારે તો બધે દુ ખ, ત્રાસ અને પીડા જ નીપજ્યા છે તે કોઈના ભલાને માટે નથી, એમ જે કહેવાતુ, તે હજી સુધી તો સાચુ પડ્યુ લાગે છે પરતુ આજે પાકિસ્તાન હકીકત છે તે છે તેનુ લઈને જ આગળ ચાલવુ જોઈએ આથી હિંદનો કોમી પ્રશ્ન ઊકલ્યો નથી, કે તેથી પાકિસ્તાનનો કોમી પ્રશ્ન પણ ઊકલ્યો નથી બ્લા તેમા મુસલમાનોને સમાધાન હોવુ જોઈએ, કેમ કે તેમને જોઈતુ મળ્યુ છે હિંદ પણ એમ માનીને ચાલે છે

ઝીણાસાહેબની દફનક્રિયા પ્રસગે પાકિસ્તાનના વય મૌલાના શબ્બીર અહમદ ઉસ્માનીએ પાકિસ્તાનના આ ઠાપને ઉદ્દેશીને કહ્યુ કે, "ઔરગઝેબના જમાનાની ઇસ્લામની ઇજ્જત એમણે પાછી આણી. આ દેશના મુસલમાનોને માટે એમણે જે કર્યું છે તેને માટે તેઓ અહેસાનમદ રહેશે "

ઝીણાસાહેબની કારકિર્દીની સરખામણી ઔરંગઝેબ જોડે કરવા મૌનાનાને સૂઝયુ એ એક રીતે સૂચક છે ઇતિહાસપટ પર નજર જતા મને થયુ કે, પાકિસ્તાનવાદનો તતુ ઇતિહાસમા જોવો હોય તે ઔરંગઝેબ, સર સૈયદ અહમદ, અને ઝીણા એ ત્રણ પરાક્રમી મુસલમાનોનો સાથે વિચાર કરવા જેવો છે (આગાખાનનો પણ)

ઔરંગઝેબે હિંદની કોમી એમ્તાની નીતિને ઊંધી વાળી અને શરિયત–રાજ્ય સ્થાપવા તાકયુ પરિણામ એ આવ્યુ કે, હિંદમા વિખવાદ પેદા થયો, દેશ છિન્નભિન્ન થયો શીખો અને મરાઠાઓ તથા રજપૂતો છૂટક નવામો કોઈ એક હકૂમતમા રહ્યા નહી, ન મરાઠાઓ તે સ્થાપી શકયા ૧૮૫૭મા ઔરંગઝેબનો વંશજ છેવટે દિલ્હીની ગાદીએથી ગયો અગ્રેજ રાજા બન્યા

અગ્રેજોએ દેશના મુસલમાનો પર કડક નજર રાખી તેઓને દાબવા કડક હાથે કામ લેવાયુ આ નીતિને ફેરવવા માટે અને મુસલમાનો એને પાન કે ઐબકા નથી એમ બતાવવા માટે સર સૈયદ અહમદે તનતોડ મહેનત કરી મોજી બાજુથી નવી અગ્રેજી કેળવણી મુસલમાનોમા દાખલ કરવા તે મથ્યા પણ એમણે એક ભૂલ કરી હિંદુમુસલમાન એક છે એમ માનતાં છતા તેમણે મુસલમાનોને કોંગ્રેસથી અલગ રાખવા પ્રયત્ન કર્યો અને બીજી એ કરી કે તે પછાત છે તે સાથે થાય ત્યારે કોંગ્રેસમા આવે એ ઠીક છે (નૈર કરવુ તો એમ જોઈતુ હતુ કે, પછાત હોવાથી સાથે રહેવુ કે જેથી પછાત તે પછાત જ ન રહેવાય પણ કાચ એમા માનશ ! લાગો અહવા કદાચ આમ કરે દરિજનો માટે અલગતા ચાહેલી તે જ ત્યારે સર સૈયદ પણ ચ લ્યા હતો

કાઈક આવુ જ ઝીણાસાહેબ પેલ ૧૯૨૦ બાદની કોંગ્રેસમા જવામા લાગ્યુ પોતાની રાજદ્વારી કુનેહની આશા શક્તિથી, અને અગ્રેજોની ગરજનો પૂરા લાગ જોઈ, તેમણે પોતાનું જુદુ રાજકીય મુસ્લિમ લીગ રચ્યુ પૂર્ણ દેશમા સાચી કોમી એકતાના અભાવથી

આમા તે ફાવ્યા અને એમ તેમણે મુસલમાનોનુ આગવુ જ રાજ્ય મેળવી પેલી પજાત દશા દૂર કરી એમ માન્યુ. એમાથી શુ થાય છે એ તો હવે ભાવી બતાવે તે ખરુ

આમ આ ત્રણે પુરુષોની ભૂનમા એક અમુક જાતનુ સરખાપણુ લાગે છે પણ લાબી નજરે જોતા, આ ત્રણે જણે મળીને હિંદની એકતા અને સ્વતત્રતામા પ્રતિગામી કામ જ કર્યું, એમ કહેવુ પડે છે હિંદના ઇતિહાસમા ઇસ્લામનુ તેમા આગમન એક બખેડાનુ ઘર બન્યુ હતુ તેને શમાવીને એક ઉમદા સસ્કૃતિ જન્માવવાના પુણ્ય કામના અગ્રેસર બેય હતા તેમા આ પુરુષોનુ કામ લોકોના મનમા લઘુતા, દ્વેષ અને હિંસા પ્રેરનારુ છેવટે બન્યુ તેથી હિંદની સસ્કૃતિની આગેકૂચ અટકી પડી ગાધીજીના નેતૃત્વની જો સાચી કિંમત હોય તો એમા છે કે, એ મહાન્‌સસ્કૃતિયાત્રાનો જગતૂટેલો તાર સાધી આપ્યો. જ૦ ઝીણાએ એમા એક માર્ગને પણ આપણને જાગ્રત કરી સાવચેત કરવા દ્વારા સેવા જ કરી છે એમણે આપણા સમાજશરીરની નબળાઈને જોરે નામના મેળવી, એ એમની વ્યક્તિગત કીર્તિનુ કામ હમેશ યાદ રહેવાનુ પણ એ મારફતે આપણને આપણી ખરી દશા પણ બતાવી પ્રગતિ કરવા માટે એક પણ કામ દેનારી કળ છે ઝીણા સાહેબે મુસલમાનોને પાકિસ્તાન આપ્યુ છે, તે રીતે એ કૃતકૃત્ય થયા. હવે મુસલમાનો એમનો વારસો શોભાવી શકે છે તે વખતે કાયદે-આઝમ તેમને દોરનાર નથી એ ખરુ પણ હવે તેમને છેલના દોઢ દાયકાનુ વિશેષ રાજકારણ નથી ચલાવવાનુ તેમણે નવુ પાનુ શરૂ કરવાનુ છે તે તેઓ શરૂ કરે, એમા કાયદે-આઝમના આત્માને પણ શાતિ અને ખુશી હોઈ શકે છે ઈશ્વર એમના આત્માને શાતિ આપો

૨૩–૯–'૪૮

# ૧૨

## કુશળ વ્યૂહકાર માઉન્ટબૅટન

જમીનનો સોદો પકવવો હોય તો તેના ઉસ્તાદો કહે છે કે, એક વાર એ હાથ પર લીધો એટલે તે પતવીને જ ઊઠવું જોઈએ. પછી તેમા બે કલાક લાગો કે બાવીસ; કારણ કે વચ્ચે ઊઠીએ તો વાત પણ સાથે જ ઊઠી જાય. કાંઈક આના જ ન્યાયથી લૉર્ડ માઉન્ટ-બૅટને હિંદનું બ્રિટિશ રાજદ્વારી કોકડું ઉકેલ્યું, એમ હવે કહી શકાય. રાજ્યના ભાગલા છેવટે જોતા તો જમીનનો જ સોદો ને? અનેક તરફથી માઉન્ટબૅટનને ધન્યવાદ આપવામા આવે છે; એમા ખરો મુદ્દો હોય તો આ જ ગણાય કે, હિંદના રાજપટ પર કેવી ચાલ ચાલવી જેથી બ્રિટિશ લોકોએ ધારેલો દાવ પાર પડી શકે, એ આ ઉસ્તાદ નૌકાપતિએ જોઈ લીધું અને તેનો સફળ ઉપયોગ કર્યો બાકી, હિંદનું કોકડું કેમ ઉકેલવું એ તો પાર્લમેન્ટના સર્વપક્ષીય બ્રિટિશ મુત્સદ્દીઓએ નક્કી કર્યું જ હતુ, એ કામ કાંઈ માઉન્ટબૅટનને માથે નહોતુ.

વાચકને ખબર હશે કે, શ્રી ઝીણાસાહેબની નીતિનો એક અટળ પાસો હમેશ એ રહેતો કે, કોઈ વાત આવે તેને પહેલો તો ઠેલો મારવો અને વખત ખાવો, તે દરમિયાન કૉંગ્રેસનુ વલણ જણાઈ રહે, પોતાના મિત્રો જોડે ગુફતેગુ પણ કરવી હોય તો કરી લઈ શકાય, અને ખાસ તો, પોતે પોતાનો દાવ વિચારી લઈ શકે ૧૯૪૭ના જૂનની ૩જીએ માઉન્ટબૅટને નવી યોજના રજૂ કરી ત્યારે પણ આ દાવ ઝીણાસાહેબ લડાવવા મથેલા; પરંતુ એમા તેમને ફાવવા દેવામા ન આવ્યા. કારણ 'જમીનનો સોદો' માઉન્ટબૅટન બીજી રીતે પકવી ન શકે. આથી જ તેની યોજનામા, અગાઉની જે તારીખ જૂન,

૧૯૪૮, હતી તે ૧૫ ઓગસ્ટ, ૧૯૪૭, જેટલી એકદમ આગળ આણી અને એટલી આગળ આણતા, એક સૈનિકની અદાથી તેને પહોંચી વળવાની જે કુનેહ અને વ્યૂહશક્તિ માઉન્ટબૅટને બતાવી, તેને માટે તે માણસને ખરેખર ધન્યવાદ ઘટે છે

ઓગસ્ટ, ૧૯૪૭

## ૧૩

## ધર્મવાર દેશ ને ભાષાવાર પ્રાંત

### ૧

વાચકને મથાળાથી નવાઈ લાગશે તેને થશે કે, "ધર્મવાર દેશ? એ તો અમે નથી માનતા અને એને 'ભાષાવાર પ્રાંત' જોડે શું કામ નાથો છો? ભાષાવાર પ્રાંત તો બરોબર છે, પણ 'ધર્મવાર દેશ' તો ઠીક નથી અને એને 'ભાષાવાર પ્રાંત' જોડે શી લેવાદેવા?"

વાંધો બરોબર છે પરતુ તેને એક બીજી બાજુ પણ છે ધર્મવાર દેશ કે રાષ્ટ્ર બરોબર નીતિ નથી એમ કહીએ છીએ ખરા, પરતુ આપણી વૃત્તિ અને વર્તન જોઈએ તો ખરેખર શું જોવા મળે એમ છે? જાણે અજાણે પણ સારાશે ધર્મવાર દેશ જ જુદો થઈ રહે એવી વૃત્તિ કે મનોદશા નથી જોવા મળતી? એ વાત ખરી કે, એ વિષે વાત નીકળે તો આપણે બુદ્ધિથી તેને પસંદ ન કરીએ, પરતુ હૃદયભાવ તેવો નથી

અને ભાષાવાર પ્રાંતનુ શુ? આ વસ્તુને માટે આપણે આદર્શ તરીકેની ભાવના કેટલાક વરસોથી સેવી છે તેને અમલમા મૂકવા પણ ચાહીએ છીએ, પરતુ તેમ કરવા જતા જાત જાતના પ્રશ્નો પ્રગટ થાય છે, ભવી ભવી પચાતો જાગે છે, અને તેમા કડવા તીખા ઝઘડા પણ પ્રાંતો વચ્ચે ન જાગે એમ ભાગ્યે કોઈ કહી શકે

એટલે કે, 'ધર્મવાર દેશ'મા બુદ્ધિ વિરોધ કરે છે, પરન્તુ હૃદય વાંકું છે, તેથી અમલમા એ જ પ્રથમ રહે છે અને 'ભાષાવાર પ્રાંત'મા મનનો ભાવ તૈયાર થાય છે, પણ અમલ કરવા જતામા એવી આડે ઊભી છે કે જે આપણા જ મનોભાવોમાથી પ્રગટ થાય છે. એટલે, ઉપરના મથાળામા આવા વિચિત્ર કોયડા પૂરતું જોઈએ તો રહેલું છે, અને એ કોયડો હિંદના આજના પ્રશ્નનો જ કોયડો છે, એમ કહીએ તો કોઈ વાંધો ન કાઢી શકે



મથાળામા ભેગી કરેલી બે વિસંવાદી લાગતી વાતો અંગે એક બીજી વસ્તુ તરફ પણ ધ્યાન જાય છે 'ધર્મવાર દેશ' એ પાકિસ્તાની આદર્શ છે, અને તે દેશને 'ભાષાવાર પ્રાંત'ની ઝાઝી પડી નથી. કદાચ એ તો આખા પાકિસ્તાનમા એક જ બોલી ચાલુ કરવા માટેય ઇચ્છે નહી તો, પરંતુ ભાષાને મુખ્ય ગણી પશ્ચિમ પાકિસ્તાનને અલગ એક પાકિસ્તાની પ્રાંતનું પદ આપવામા શું કામ ખેંચાખેંચ ત્યાં ચાલે ?

'ધર્મવાર દેશ'ના આદર્શને લેવા છતાં, પાકિસ્તાન કહે છે તો એમ કે, બિનમુસ્લિમ રહેવાસીઓ પણ પાકિસ્તાનના નાગરિક તો રહી શકશે. અને કાયદે-આઝમ ઝીણાએ તેમના એક નિવેદનમા, પૂનાના પ્રો. ગાડગીલના મતનો હવાલો આપીને, તેનું સમર્થન શોધેલું કે, આમ હોવું એ કાંઈ વિચિત્ર નથી પ્રો ગાડગીલનો મત મિ. ઝીણા આ પ્રમાણે ઉતારે છે —

> "પ્રો. ડી આર ગાડગીલ જેવા જબરા અધ્યાપક તેમના ૯મી ઓક્ટોબર, ૧૯૪૭ ના નિવેદનમા કહે છે કે, નવા હિંદ યુનિયનને 'હિંદુ રાજ્ય' અથવા વધારે સારી રીતે લેતા, 'હિંદુ રાષ્ટ્રીય રાજ્યોનો સમવાય' કહેવું એ જ એનું સાચું વર્ણન છે અને તે કહે છે કે, હિંદ યુનિયનને હિંદુ રાજ્ય કહેવાથી જ તેનું આગળ પડતું અને સૌથી નજીક લક્ષણ વ્યક્ત થાય છે અને વળી એ આગ્રહ જણાવે છે કે હિંદ

યુનિયનના પ્રદેશમાં હિંદુ પરંપરાના નહી એવા લોકોને માટે સ્થાન ન હોય અને તેમના પ્રત્યે ભેદભાવ રખાશે, એમ પણ એનો અર્થ નથી."

એટલે કે આથી ઝીણાસાહેબ એમ કહે છે કે, ધર્મવાર દેશનો આદર્શ મારો જ નથી, હિંદ યુનિયનનો પણ એ જ આદર્શ છે! અને એમાં સુરાજ્યના સિદ્ધાંતથી કશો દોષ નથી, કેમ કે વિધર્મી લઘુમતીઓ પણ ધર્મવાર દેશના તંત્રમાં રહી શકે છે

આ રીતે, ખરેખર જોતાં, એમનો મુખ્ય આશય એટલો જ લાગે છે કે, એ આદર્શ ઉપર મને સરસાઈ ચાલે, કેમ કે, તેમના મતે, એ રીતે જ તે ઉત્પન્ન થયા નથી? એમ થાય તો પોતે હમેશ યુનિયનને પજવી શકે, અને પોતાને ત્યાંથી તો બિનમુસ્લિમોને લગભગ હાંકી જ કાઢવામાં આવશે, એમ તેઓ પક્ષથી પાકિસ્તાની જોરતનમી કરતા રહેવાને માટે સતકર્મો સિદ્ધાંત એ જ બને કે યુનિયનમાં જે મુસલમાનો છે તે તો પાકિસ્તાનના રાષ્ટ્રજન છે અને તેમનો માટે પાકિસ્તાન સરકાર જવાબદાર રહેશે આમ જો તત્ત્વથી ગોઠવાય તો સતતને માટે હિંદને સતાવતા રહી શકાય, કે જે નીતિ મુસ્લિમ લીગની અત્યાર સુધી રહી છે હિંદ યુનિયન હિંદુ રાજ્ય છે એમ સ્વીકારાય તો આ વાત સીધી થઈ જાય એટલે પાકિસ્તાન પોતાનો આદર્શ આમાં ઉપર પણ ગણી મારવા માગે છે, અને એમાં શ્રી ગાડગીલ જેવાનો વિચારગોટો તેને જોઈતું કામ દે છે અસ્તુ

૩

હવે 'ભાષાવાર પ્રાંત'ની બાબત જુઓ તો તેને હિંદ યુનિયન આદર્શ માને છે, પણ તેના અમલમાં તે ઝટ પ્રવાણુ કરી શકતુ નથી તેમ કરવાને માટે તેને અનેક વિઘ્નો નડે છે

આમ, સમગ્રતાના બે આદર્શો એવા છે કે, હિંદના બે ભાગલાનો પડઘો જાણે એમાં પણ ન પડ્યો હોય! પહેલો આદર્શ પાકિસ્તાને ગતિમાન કર્યો, બીજો આદર્શ કોંગ્રેસ સેવે છે પહેલો આદર્શ હિંદ યુનિયનને માથે ચોડવા પાકિસ્તાન મથે છે, બીજો આદર્શ સ્વાભાવિક

હોવાથી પાકિસ્તાનને પરવડે કે કે એનું શું કરવું? પહેલો આદર્શ હિન્દમાં સૈકાથી જે સંસ્કૃતિ અને રાજ્યવ્યવસ્થા વિકસતી આવી છે તેની સામે છે ત્યારે ઇસ્લામને તો ધર્મપ્રધાન રાજ્યથી બીજી વ્યવસ્થા સમજાતી જ નથી. અને શ્રી. ઝીણાએ જે રીતે પાકિસ્તાનનું કામ લીધું છે તે જોતા, એમને ફાસીવાદી ઢબે કામ કર્યા વગર છૂટકો જ નથી. હિંદ એની તદ્દન સામે છે.

૪

વાત એ છે કે, કોઈ વિશિષ્ટ પ્રજા અથવા રાષ્ટ્રનું ઘડતર ધર્મ, ભાષા, જાતિ, પ્રદેશ, ભૂગોળ ઇ૰ અનેક જાતના તત્ત્વોને એકસાથે લઈને થાય છે એ એક ઐતિહાસિક વિકાસ છે. કોઈ પણ એક જ તત્ત્વ પરથી રાષ્ટ્ર જન્મતું નથી, એ તો એક સમુદાયભાવનાનું પરિણામ હોય છે અને એ ભાવના અમુક પ્રદેશમાં વસતા લોકો પોતાના સમૂહ-જીવનમાં સાથે રહીને પુરુષાર્થ કરે, એમાંથી જન્મે છે અને પુષ્ટ થાય છે. તેના સહજીવનમાં રસ અને પ્રેરણા આપનાર ઉપરના બધા તત્ત્વો એક પ્રદેશમાં સાથે રહી સમાજજીવન રચવાના સહકાર્યને જોરે, ઓતપ્રોત બનાઈને રાષ્ટ્રભાવ તૈયાર થાય છે. એટલે એ તત્ત્વોમાંથી કોઈ એકને અલગ પાડીને કે મુખ્ય ગણીને જે ચલાવવામાં આવે, તો રાષ્ટ્રના કુદરતી ઘડતર ઉપર અત્યાચાર થાય છે. જોકે મનુષ્ય-સમાજમાં આવા અત્યાચારો થઈ શકે છે તેનું કારણ એ છે કે, સમાજમાં નમૂના મનુષ્ય અવતરે તો તે તે સમાજની ભાવનાને, તેના વખત પૂરતી તો અવળી સવળી ધારે તેવી તે કરી શકે છે. આવું કામ મિ. ઝીણાએ હિંદી રાષ્ટ્રના મુસલમાનોમાં કર્યું છે. પરિણામે કોંગ્રેસ કહેતી એક હિન્દુસ્તાનની ક્રાન્તિમાંથી બે ક્રાન્તિઓ જન્મી રહી. એક કોંગ્રેસે ધારેલી તે, કે જે યુનિયનમાં મૂર્તિમંત થઈ ચાલશે, અને બીજી પાકિસ્તાનની, કે જે દ્વારા હિંદુમુસલમાનોનો ૧૯૪૭માં જેમ આ બાઉનો અધૂરો રહેલો ઇતિહાસ આટલે વરસે પાકો સફળ બને છે. જાણે કે, પ્રતિક્રાન્તિની મથરાની વચ્ચેના કાળના અંગ્રેજી રાજ્યતંત્રમાં ધુપાઈ

ગર્ઈ હતી, તે પાછી હવે સ્વરાજમા પ્રગટ થઈ! આમ, અંગ્રેજોએ, અહીથી જતા અગાઉ, એ મળેડા ખરાબમા ખરાબ રીતે ગોઠવી દીધો અને આપણને લાચાર કરી મૂકયા 'રાજા કાલસ્ય કારણમ્' તે આનું નામ

૫

હવે ભાષાવાર પ્રાતની વાત જોઈએ રાષ્ટ્રને ઘડવામા ઓતપ્રોત બનતા અનેક તત્ત્વોમા ભાષા, ધર્મની પેઠે એક સાસ્કૃતિક બળ છે, પણ તે બ ધા પ્રાદેશિક હોય છે, ધર્મ તેવો નથી હોય ધર્મના, જાતિના અનેક ભેદો છતા ભાષા તે બધામા એકરૂપે હોય છે મતલબ કે, ભાષા એ બધામા પ્રબળ અને સમાવેશક તત્ત્વ હોય છે

અને દરેક દેશમા તેના વહીવટની દૃષ્ટિએ તેના અમુક ભાગો પાડવાની જરૂર હોય છે એવા ભાગો અગ્રજે, એમનુ રાજ્ય જેમ જેમ વધતુ ગયુ તેમ તેમ, તેને કબજે રાખવાના હેતુથી પાડતા ગયા આથી કરીને તેમા પૂર્વ ઇતિહાસની પ્રાદેશિક વ્યવસ્થા કેટલીક ઊતરી, પણ બીજુ કાઈ નહી

અગ્રેજોના કાળમા ચાલુ થયેલી આ વ્યવસ્થા સ્વરાજને ન ખપે તેમા વળી દેશી રાજ્યોને પણ સમાવવાનો સવાલ મોટો છે તેથી આ મોટા સવાલનુ શુ કરવુ? એટલે કોંગ્રેસે ઘણા વરસોથી ભાષાવાર પ્રાતની કલ્પના સેવેલી તે આજે કાર્યક્ષેત્રમા ઊતરવા મથે છે

તેમા ભયસ્થાનો ઊભા છે પહેલુ તો એ કે, ભાષા એ જ જાણે પ્રાતનો નકરો ઘડવામા એકમાત્ર વસ્તુ હોય એમ માનીને કેટલાક* વર્તે છે પરિણામે ચાલુ પ્રાતો તથા દેશી રાજ્યોની સાથેની

* મહારાષ્ટ્રમા પ્રો ગ આર ગાડગીલે આવો મત પ્રવર્તાવ્યો લેખ મળે છે તેમણે એવી કલ્પના કરી કે હિંદ એક મોટુ સમવાય રાજ્ય છે, એના ઘટકો ભાષાવાર પ્રાતોના રાજ્યો છે એટલે કે અમેરિકા પેઠે હિંદ એ જાણે કે ભાષાવાર રાજ્યોનુ સમૂહરાજ્ય હોય મૂળ રાજ્યસત્તા જાણે કે આ એકમ રાજ્યોમા હોય! એટલે દરેક રાજ્યમા તેનો કુલ ભાષાપ્રદેશ એકઠો કરીને

સરહદોના ઝઘડા જાગે પ્રજાનું શિક્ષણ એક એવું કામ છે કે જેને માટે ભાષાવાર પ્રદેશ ઉત્તમ એકમ બને પરંતુ તે જ પ્રદેશ આર્થિક, ઔદ્યોગિક તથા રાજકીય રીતે વહીવટી રીતે ફાવે જ એવો નયે હોય. એટલે, તે પ્રદેશની શિક્ષણવ્યવસ્થા ભલે ભાષાવાર થાય, પરંતુ તેની રાજ્યવ્યવસ્થા સો-ટકા ભાષાવાર ન પણ હોઈ શકે હતા, જેમ કે, મુંબઈ શહેર કયા પ્રાંતમાં જાય એ વિચારવાને માટે કેટલાક લોક એવા વાદે ચડ્યા કે, તેમણે એ શહેરની ભાષાવાર ટકાવારી જ જોવા માંડી!! આ ભૂલ થવાનું કારણ એ કે, ભાષા એ જ જાણે કે પ્રાંત-નિર્માણનું એકમાત્ર નિર્ણાયક તત્ત્વ હોય એમ માનવામાં આવ્યું વસ્તુતઃએ એમ નથી, તે ભલે એક મુખ્ય નજર રાખવા જેવું ગણાય, પરંતુ એ જ એક તત્ત્વ ન બની શકે નહીં તો યુનિયનને માટે એ ઘાતક ભાવના બની બેસશે, અને પાકિસ્તાનની કોમી લડાઈ પત્યા બાદ ભાષાવાર પ્રાંત કરતા જમાનિસ્તાનની કેવળ ગાંડી લડાઈ જામશે

---

મૂકવો જોઈએ એવો તર્ક આગળ ગોઠવાયો. અને આ રીતે ભાષાવાર રાજ્ય પુનર્રચનાની ચળવળ મહારાષ્ટ્રમાં પેદા થઈ।

આ વિચાર હકીકતે જ બલ ભરેલો હતો. ઉપર શ્રી ઝીણા ધર્મવાર સમવાયની કલ્પના શ્રી ગાડગિલે કરેલી એમ કહે છે તેને જ મળતી બીજી ભૂલ આ ભાષાવાર રાષ્ટ્રીય રાજ્યોના સમવાયની ગણાય બંને સરખી જ ખોટી અને હકીકતથી વેગળી છે

હિંદ એક રાજ્ય તરીકે સ્વતંત્ર થયું છે અમેરિકા પેઠે રાજ્યો ભેગા મળીને કાંઈ સાર્વભૌમ હિંદ નથી પેદા થયું એટલે હિંદી યુનિયનનું એક રાજ્ય મૂળ છે, જેની ભૂગોળ નક્કી થઈ આ તેની ઉત્પત્તિના ઇતિહાસમાંથી તેમ જ તેના બંધારણમાંથી જોઈ શકાય છે અને આ સાર્વભૌમ રાજ્યની રાષ્ટ્રસભા કે પાર્લમેન્ટ જેમ જ્યારે ઇચ્છે તેમ ત્યારે કાયદો કરીને, તેના ઘટક રાજ્યો ઘડી શકે છે, તેમાં ફેરબદલી કરી શકે છે મતલબ કે, ઘટક રાજ્યોની મૂળ સાર્વભૌમ હસ્તી નથી મહારાષ્ટ્રમાં ભાષાવાર રાષ્ટ્રીય પ્રદેશ રાજ્યની જે ચળવળ ઊપડી, તે ઉપરની ખોટી સમજને આભારી હોય એમ સ્પષ્ટ લાગે છે

૧૮-૭-'૫૭ — મ૦

૬

ભાષાવાર પ્રાંત શિક્ષણને માટે ખાસ જોઈએ; તે વગર તેમાં મુશ્કેલીઓ પડે તે આજે દેખાવા લાગ્યું છે. એનો ઉકેલ ભાષાવાર વિદ્યાપીઠ અને આખા શિક્ષણતંત્રની પુનર્વ્યવસ્થા છે. પરંતુ, અંગ્રેજી અને ઉર્દૂ ભાષા તેમાં વિચાર કરાવશે; માથું પણ પકવે. (એક મુસલમાન-કાળની અને બીજી અંગ્રેજ-કાળની ભાષા-ભેટ હિંદને મળી છે.)

ઉર્દૂ કોઈ અહિંદુસ્તાની પ્રાંતની ભાષા નથી; જ્યાં અંગ્રેજી રાજ્યે તેને પ્રાથમિક શિક્ષણમાં સ્થાન આપી, મુસલમાનોમાં તેને પોતાની પ્રાંત-ભાષા તરીકે ગણવાની ભાવના જગવી છે! આનું શું? તેમ જ કેટલાક લોક અંગ્રેજી રાજ્યમાં ને ખ્રિસ્તી ધર્મની અસરથી પોતાની ભાષા અંગ્રેજી માની બેઠા છે. તેમનું શું? આ સવાલ તેમના ધર્મને લાગુ પડતો નથી, જોકે બીતિ રહે છે કે, તેમાંય ધર્મ જોવામાં આવે. તો તો, ભાષાવાર પ્રાંતનો પ્રશ્ન 'ધર્મવાર દેશ' જેટલી હદે જાય અને પાછી નવા 'સ્તાન'ની બલા જાગે.

૭

આમ 'ધર્મવાર દેશ' અને 'ભાષાવાર પ્રાન્ત' એ બે વસ્તુઓ હિંદના ઇતિહાસમાંથી આજે ખાસ ઉપર તરી આવી છે અને તે પોતાનો ઉકેલ ખોળે છે. એ ઉકેલ શોધી કાઢવામાં સાચા ધર્મની અને હિંદની સાચી સંસ્કૃતિની કસોટી છે. તેની પાસે જેવી ભૂલ કરાવવાને માટે ઝીણાસાહેબ આજે ભારેમાં ભારે કારણ પ્રેરી રહ્યા છે, તેવી જો આપણે કરી બેઠા તો ભવિષ્ય એને માટે આપણી પેઢીને જવાબદાર ગણશે. એવી ટીલડી આપણે કપાળે લઈ શકીએ? જવાબ ચોખ્ખો છે — ના.

૨૭-૧૦-'૪૭

## ૧૬

# પ્રજાશાહી કે નોકરશાહી?

આપણે સ્વતંત્ર થયા એટલે ચારે બાજુથી, લોકશાહીને નામે કહેવાય છે કે, પ્રજા હવે સર્વોપરી બને છે, રાજ્ય હવે પ્રજાનું છે વાત ખરી છે પરંતુ આ તો સિદ્ધાંત થયો, વ્યવહારમાં શું છે? સરકારી અમલદાર જ હજી ખરો સત્તાધારી મનાય છે અને એને જ નોકરશાહી કહેવામાં આવતું

આવી સત્તાશાહીના માનસનો ઉદ્ભવ કાંઈ હિંદમાં આજનો નથી કંપની-સરકારના જમાનાથી અંગ્રેજોએ આપણી પ્રજાની આ ખોડ જોતી અને તેથી જ જિલ્લે જિલ્લે કલેક્ટર જેવો એક એક રાજવી કે ઠાકોર જ ગોઠવી દીધો ને તેને ખૂબ સત્તા આપી દઈ પોતાનું રાજ્યતંત્ર ઘડ્યું આજે પણ એ જ તંત્ર ચાલુ છે, કારણ કે સત્તા આ રાંકપણાની પ્રજાની કરુણ માનસતા પર તે રચાયેલું છે તેથી લોકશાહી લોકશાહીની બૂમો તો પાડીએ છીએ, પરંતુ તે પ્રકારની રાજ્યપ્રથાની ટેવો નથી પ્રજામાં કે નથી સરકારી વહીવટતંત્રમાં

આવા માનસવાળી નોકરશાહીને કંટ્રોલનીતિ* ભાવતી આવે છે એથી કરીને સ્વરાજ આવતાં પ્રજા ઝટ સુધરતી લાગવાને બદલે, સરકારી નોકર એની જૂની નોકરશાહી સત્તા જાળવી રાખી શક્યો છે તેથી યુદ્ધ ગયા પછી પણ કંટ્રોલ છોડવાને તે આપોઆપ નથી પ્રેરાતો, ઊલટો તે એ છૂટે તો કેવા ખરાબ પરિણામો આવે તેના બયાનો કરે છે તેની આ વાતમાં કાંઈક સાચું હશે પરંતુ પ્રશ્ન એ કે એવડો નાનો નથી પ્રશ્ન લોકશાહી ઢબે રાજ્યતંત્ર ચલાવવું હોય તો નોકર-

---

* અને 'કલ્યાણરાજ્ય' તથા સમાજવાદી ઢબ મુજબની આ યોજનાઓ—પંચવર્ષીય યોજનાઓ ચલાવવાની રીત વગેરે—વિચારો પણ આ નોકરશાહી કે અમલદારશાહી ઢબને જ પોષે એવા છે એ અહીં ઉમેરવા જેવું છે

૧૫-૭-૫૭ —સં૦

શાહીને ઠેકાણે રાખવાની જરૂરનો છે આજે તે કંટ્રોલની સીધી-અકરી રીતે આપખુદ ને લાંચિયુ ગાડુ હંકારે છે, પરિણામે પ્રજાજન ચારે બાજુથી અંતરાયા જેની મનોદશા ભોગવે છે આજના કંટ્રોલ-રાજ્યમા જો અસહ્ય હોય તો આ છે તેનો અંત આવવો જ જોઈએ નહી તો સ્વતંત્ર હિન્દની અંગ્રેજ લોકશાહીનુ શિક્ષણ જ જોખમાશે અને ગોરી જઈને કાળી નોકરશાહી જ રાજ્ય કરશે, અને પ્રજાકીય પ્રધાનો લગભગ એમની જાળમા બેસીને તે કહે એમ મતા માર્યા કરશે આ ભયંકરમાં ભયંકર દશા છે.

આવી કાર્યક્ષમ સ્પષ્ટાસ્પષ્ટ બીકથી જ ગાંધીજી કંટ્રોલ સામે જે જેહાદ જેવુ ઉપાડતા લાગે છે, તે સમજી શકાય એવી વાત છે પાકિસ્તાનથી જોખમાયેલી કોમી એકતાને ફરી સ્થાપવાના ઉદ્દેશ બાદ આ કંટ્રોલને કાઢવાની તેમની વાત એટલી જ કીમતી બીજી ગેમ છે

પ્રજા પર તૂટી પડવા તૈયાર વેપારીવર્ગ અને તેમના શિકારરૂપ ગરીબ પ્રજા — બંને આ અંકુશ કાઢવાની વાત ઉપર એકમત થાય છે, તેમા પણ આ જ કારણ છે સૂચક એ છે કે, સરકારી નોકર જ મોટે ભાગે કંટ્રોલ કાઢવા સામે લાગે છે પ્રજા એની ચૂડમાથી છૂટવા માગે છે એ સારુ ચિહ્ન છે પણ તે યાદ રાખે કે ગાંધીજી જ તેને એમાથી છોડાવી શકે, તેની શરત એ કે, તે એમની દોરવણી સ્વીકારે નહી તો, ચાલુ રૂપે છે તેવો કંટ્રોલ તો જશે, છતા પ્રજા પર રાજ્ય તો મધ્યમ-વર્ગી વેપારી અને સરકારી નોકરનુ જ આવી રહેશે પરંતુ, આમ-પ્રજાએ જો ખરી ક્રાંતિ કરવી હોય તો ગાંધીજીના અર્થકારણ પર વળગવુ જોઈએ એ અર્થકારણ એટલે ખાદી અને ગ્રામોદ્યોગ દ્વારા આળસ દૂર કરી, ઉત્પાદન વધારી, કરકસર ને સ્વાવલંબન દ્વારા પ્રજાજને પોતાનુ આર્થિક સ્વરાજ સાધી લેવુ જોઈએ આ રીતે જ પ્રજા પોતાની શાહી સ્થાપી શકશે, અને પ્રધાનોને પણ લોકરાજ્ય સ્થાપવામા જરૂરી પોતા તરફનો ફાળો આપી શકશે

૮-૧૨-'૪૭

૧૫

# રાષ્ટ્રના બંધારણનાં બે પાંખિયાં

આપણા દેશનું સ્વતંત્ર બંધારણ ઘડાય છે તેને બે પાંખિયાં છે. તેમાંનું એક પાંખિયું બંધારણસભા વિચારે છે.

રાષ્ટ્રના બંધારણનું એક પાસું આ થયું. તે પાસું સૌ કોઈ જાણે છે. છાપામાં અને બહાર ભારોભાર આની ચર્ચાઓ અને જાહેરાત થાય છે. તેથી કરીને લોકમાનસ ઉપર એવી અસર પડે છે કે, જાણે એ જ દેશનું બંધારણ ઘડનારું કામ છે. પરંતુ સ્વતંત્ર અને લોકશાહી રાષ્ટ્રનું બંધારણ એટલાથી પૂરતું નથી થતું. તેનું બીજું અંગ લોકમનનું ઘડતર અને તેનું બંધારણ છે. દેશનું રાજ્યબંધારણ મહત્ત્વનું હોય છે, પરંતુ તેની પરિપૂર્તિ લોકસેવાની સંસ્થાઓની દ્વારા થાય છે તે વગર લોકશાહી ચાલી નથી શકતી. તેથી જ બંધારણસભાની સાથોસાથ કોંગ્રેસ (અને બીજા) પણ પોતાનું નવું અને નવયુગને અનુરૂપ બંધારણ ઘડવાને માટે મથે છે. દેશના બંધારણનું આ બીજું પાંખિયું છે. અને ખરું જોતાં એ ભારે કીમતી છે, કેમ કે એના ઉપર આપણા દેશના ઘડતરનો ઘણો આધાર રહેશે. પરંતુ દુ:ખની વાત હોય તો એ છે કે, સામાન્ય પ્રજાજનના મન પર આ વાત એટલી ઠસી નથી. એને આ બાબતનું ક્રાંતિકારી મહત્ત્વ સમજાયું નથી. પરંતુ, તે કેટલું મહત્ત્વનું છે તે એક સાદી પરંતુ ભારે સૂચક હકીકત ટાંકીને જણાવું.

આપણા દેશની બંધારણસભાના જન્મ ત્યાં સુધી ગાંધીજીએ તેને સારુ અથાક મહેનત અને સતત ચિંતા તથા જાગૃતિ બતાવી. પરંતુ તે બરોબર ગોઠવાઈ ગઈ પછી એમણે એમાં પોતાનો ઝાઝો રસ રાખ્યો નહીં. નહીં કે તેનું મહત્ત્વ ઓછું છે માટે, પરંતુ ભવિષ્યની કામાપતટ માટે એમાં પડવાની જરૂર નહોતી. એટલે સુધી કે, રાષ્ટ્રના પિતા હોવા છતાં તેમણે દેશની એ વાહનર બનનારી સભામાં, મને યાદ છે ત્યાં સુધી, એક સૂચના જેટલોય વખત કાઢ્યો નહીં!

હવે બીજી બાજુ જુઓ. કૉંગ્રેસનું નવું બંધારણ ઘડવાને માટે તેમણે કેટલા બધા દિવસો અને કલાકો આપ્યા છે? મહિનાઓથી તે આ વિષે ચિંતન કરતા રહ્યા અને માર્ગદર્શન આપતા હતા છેવટે દેશને જે દસ્તાવેજ આપ્યો તે પણ આને જ અંગે હતો. તેમણે જણાવ્યું કે, હવે દેશમાં કૉંગ્રેસે વિલીન થઈ જઈને લોકસેવક સંઘના નવા જન્મે અવતરવું જોઈએ હિંદની સાત લાખ ગ્રામનું ગીધું સ્વતંત્ર રાજ્યબંધારણ ન કરી શકે તે કામ તો લોકોમાં ચોમેર સંઘે ગોઠવાઈ ગએલા વિવિધ ક્ષેત્રોના લોકસેવકો જ કરી શકે તેવાઓનો એક મોટો સંઘ હવે પેદા કરવો જોઈએ તેઓ મારફતે કેળવાયેલો પ્રજામત જ નવા બંધારણનો લાભ પણ લઈ શકશે નહી તો કેવળ વાદની મગજમારી અને લોકોને પક્ષાપક્ષીમા ખેંચવાની મનમારી જ ઊભી થશે, અને દેશ છિન્નભિન્ન થશે તેમાંથી તે નર્યો વેરવિખેર થઈ જઈને સ્વાતંત્ર્યનાશ થાય તોય નવાઈ નહી તેવા કાળમા મધ્યસ્થ અને પ્રાંતિક સરકારો રૂપે યા તો લશ્કર ને પોલીસના બળ પર જોર કરતી સરમુખત્યારશાહી પેદા થાય, અથવા તો લોકસેવકોના સેવા–તપ પર મૂળ આધાર રાખી ચાલનાર અર્વાચીન ઢબની લોકશાહી જન્મે કૉંગ્રેસ બીજા પ્રકારને જન્માવવાના આદર્શને વરેલી છે તેને માટે તે નવું બંધારણ તૈયાર કરવા મથે છે

દેશના સ્વતંત્ર બંધારણ પર અસર કરનાર આ બીજું મંગ છે. તે પણ બંધારણસભા જેટલા જ મહત્ત્વની બાબત છે અને હવે પછીની ક્રાંતિના સાચા બીજ દેશબંધારણના આ બીજા પાંખિયાને અંગે આપણે નું કરીએ છીએ તેમાં રહેશે

જૂનો ઇતિહાસ યાદ કરીએ તો ૧૯૨૦–૨૧ મા ગાંધીજીએ આ બંધારણ ઘડી આપી તેની ક્રાંતિશક્તિ પ્રગટાવી દેખાડી તેને જોરે આગળ વધી, ૧૯૩૦ મા વળી નવું બંધારણ ઘડવામા આવ્યું અને તે દ્વારા સ્વતંત્રતા પ્રાપ્ત કરી પ્રજાબળતર કરવા માટે રાજકીય સ્વાતંત્ર્યતાના સાધનની જરૂર હતી, તે હવે આપણને મળી ચૂક્યું છે.

તેમાંથી આગળ વધવા પડેલા શહીદ થઈને પોતે માર્ગ બતાવતા ગયા છે એ માર્ગે એમની સદેહે દોરવણી આપણને નથી એ ખરુ પરંતુ દેશના આરોગ્યને માટે જે નવા ન્યાયતંત્રની જરૂર છે, તે આ પરથી સ્પષ્ટ થાય છે તે બંધારણ ઘડવાનુ કામ કોંગ્રેસને માથે છે, જેમ રાજ્યવ્યવસ્થાનુ કામ સરકારી તંત્રવાહકોને માથે છે પ્રજા-બંધારણ ઘડવાના આ કામને લોકોએ વધારે ધ્યાન આપીને સમજવુ જોઈએ

૨૧-૩-'૪૮

## ૧૬
## હિંદના રાજ્યબંધારણનો જન્મ

### ૧

ઈ સ ૧૯૩૦મા જાનેવારીની ૨૬ મી તારીખને સ્વાતંત્ર્ય દિન તરીકે ઠરાવી, ત્યારે ખ્યાલેય નહોતો કે, તે ધન્ય દિવસને ઈશ્વર ખરેખર સ્વાતંત્ર્યદિન બનવાનુ નસીબ પણ આપશે એ દિવસ ખરેખર સ્વતંત્ર ભારતનો સ્વાતંત્ર્યદિન બરોબર ૨૦ વરસે આ મહિને બને છે, એ મહાભાગ્ય મક્સદને માટે ભારતના સૌ સંતાનોએ પરમેશ્વરને દુઆ દેવી જોઈએ

આ દિન દેખાડનાર ગાંધીયુગનો ઇતિહાસ જેવો ભવ્ય છે, તેવો જ તેની કૃતશુદ્ધિરૂપે નિર્માણ થયેલી ભારતની બંધારણસભાનો ઇતિહાસ પણ ભવ્ય છે આ સભાએ ત્રણ વર્ષમા પોતાનુ ખરેખર મહાભારતકામ પૂરુ કર્યું, અને તે સર્વસંમતિથી (મૌલાના હઝરત મોહાનીનો વિરોધ કેવળ વિરોધ હતો, જે થયુ હતુ તે ત્યાજ્ય છે એ દૃષ્ટિથી નહોતો) તેત્રીસ કરોડ વસ્તીના રાષ્ટ્રનુ એક બંધારણ થવુ એ હિંદના ઇતિહાસમા તો અપૂર્વ છે જ, કદાચ જગતમા પણ એમ હોય

વળી, બંધારણ ઘડવું એ કેટલાકને વકીલી, રાજ્યવિદ્યા અને કલમબાજીનો ખેલ લાગે છે! પણ એ તો સ્વતંત્ર થતા દેશને માટે ખરાખરીનો ખેલ હોય છે. દેશની જનતામાં પડેલા બધા બલાબલ લેવાદેવા, પૂર્ણાપૂર્ણતા અને પક્ષાપક્ષી — એ બધાનું વલોણું મંડાય છે. રાષ્ટ્રનું સમુદ્રમંથન જ ટૂંકમાં કહો તો મરોમર છે. દેશમાં પડેલી સારાસાર શક્તિઓનો દેવાસુરસંગ્રામ મચે છે, અને તેમાંથી નવનીત મેળવવાનું રહે છે. આ મહાપ્રક્રિયા ચાલે — કહો કે આ મહાસત્ર ચાલે તે વખતે તેની રક્ષા કરવા માટે સમર્થ સરકાર-બળ જોઈએ, નહીં તો સીરિયામાં હમણાં જોઈએ છીએ તેવું ને બીજું ત્રીજું કાંઈનું કંઈ થઈ શકે. તે સામે સાવચેત રહી ખડે પગે રહેનાર સરકાર ન હોય, તો બંધારણ રદ્દી જાય, કહો કે વલોણું કથળી જાય.

હિંદમાં આવાં બળો નહોતાં એમ નથી. જેમ કે, પ્રથમ બળ મુસલમાનોનું. એક ઝટકે દેશના બે ભાગ કરવાનું સ્વીકારીને એ બળને ખતમ કરવામાં આવ્યું. બીજું બળ અંગ્રેજોએ દૂધ પાઈ ને ઉછેરેલું દેશી રાજાશાહીનું ઝેર. ગાંધીજીએ દેખાડેલી કુશળ અને દૂરદેશ નીતિએ આ ઝેરને પણ શમાવી લીધું. સરદારશ્રીએ રાજાઓના મન મનાવી લઈ તેમને સ્વતંત્ર ભારતની માળામાં પરોવી લીધા. અસ્પૃશ્યતાના સામાજિક ઝેરને પણ અંગ્રેજોએ ઈ. સ. ૧૯૩૨ જેટલે વહેલેથી નત્તરરૂપ કરવાની પેરવી કરી હતી. ગાંધીજીએ આમરણાન્ત ઉપવાસ દ્વારા એને ભાંગતું જ કાઢી દીધું. અને શ્રી આંબેડકરને જ બંધારણ ઘડનાના કામના મુખી બનાવી દીધા. અને વળી સરકાર કેવળ કૉંગ્રેસી ન કરતા ખરેખર રાષ્ટ્રીય કે સર્વપક્ષીય રચી તે પણ નાનીસૂની વાત નથી નીવડી. સામ્યવાદી અને સમાજવાદી પક્ષોએ પણ અમુક સામું બળ ફેંકવા ઠીક ઠીક પ્રયત્નો કર્યાં. જે હજી ચાલુ છે. પણ તે કેવળ રાજદ્વારી વિરોધ જેવા રહ્યા છે. કોઈ પ્રજાકીય મુદ્દો એ પક્ષો પાસે નથી.

આ ત્રણ વરસોમાં આંતરિક સુધારાકારી અને સુવ્યવસ્થાના પ્રશ્નો પણ ઓછા નહોતા ઊઠ્યા. અને તરતની આઝાદ થયેલી પ્રજાની જાત

જાતની આશા, આકાંક્ષા અને માગણી-તગાદા પણ એક જબરી મોટી મૂંઝવણરૂપ હતા વળી જુદા જુદા વર્ગો પોતપોતાના હિતની ખેંચાખેંચીમાં પડી જે કરપીણ નિષ્ઠુરતા ભરેલો દેશદ્રોહી વર્તાવ કરતા રહ્યા, એ પણ ઓછું ગંભીર ભયસ્થાન નથી અને આ વર્ગો કેવળ આર્થિક જ નહીં, પણ રાજકીય, ધાર્મિક અને સામાજિક પણ છે એ બધામાંથી છેવટે પાર ઊતરીને ૨૬ મી જાનેવારીએ આપણે આપણું રાષ્ટ્રીય બંધારણ આપણા સમગ્ર હિતને માટે ઘડીને ભાવીમાં પ્રયાણ કરીએ છીએ, એ ધન્ય ઘડીને અવસરે, એ શક્ય કરનાર સૌને શ્રદ્ધાંજલિ આપીએ છીએ ભારતનો જય હો !

૨૩-૧૨-૪૯

૨

સ્વતંત્ર ભારતની ઉપની તારીખ પછી ચાર જ દિવસે એટલી જ યાદગાર બનેલી બીજી તારીખ આવે છે તે ૩૦ મી જાનેવારી આ તારીખ તો એના કરતાં વધારે યાદગાર અને પ્રેરક બનશે કેમ કે ૨૬મી જો સ્વતંત્ર બંધારણના કલેવરનો જન્મ દિવસ છે, તો ૩૦મી તે કલેવરના આત્મતત્ત્વનો યાદગાર દિન બને છે જે શક્તિએ ભારતની આઝાદી પાકી લાવી આપવામાં સૌથી મોટો ફાળો આપ્યો, તેની સર્વોત્તમ પ્રજ્ઞા તે દિવસે જગતને તાદૃશ જોવા મળી ભાવી ભારતનો આદર્શ શો છે તે ગાંધીજીએ પોતાની વાણીથી તો વર્ણવ્યો જ હતો, આ દિવસે તેને પૂર્ણ સ્વરૂપે આચરી બતાવ્યો

આપણો આદર્શ સર્વોદય છે અને એનો ઉપાય અલ્પમાં અલ્પ જે હોય તેને પ્રથમ સંભાળવાથી મળી રહે છે પાકિસ્તાનમાં હિંદુ તેમ હિંદમાં મુસલમાન આ વખતે અલ્પ હતો, સ્વતંત્ર ભારત તેને ભૂલી ન શકે એ યાદ આપવા ગાંધીજી કુરબાન થયા ભારતના આદર્શને તરછોડી બિન-મજહબી રાજ્ય એ શબ્દોમાં આજે મુકાય છે એનો અર્થ આ કુરબાની બતાવે છે હિંદુ મહાસભા અને તેના વિચારના બીજા કેટલાક પ્રાચીન રૂઢિચુસ્તવાદી લોકો કહે

છે, આ તો નાસ્તિક રાજ્ય થઈ ગયુ, તેમને હિંદુ રાજ્ય ખપે અને ઉત્ક્રાંતિવાદી હિંદુ રાજકારણીઓ વિશેષમા કહે છે કે, ભારતમા હિંદુઓની બહુમતી છે, એટલે હિંદુ રાજ જ હોવુ જોઈએ આના લોકો હજી રજપૂતોના અને મરાઠાઓના કાળના સાંકડા હિંદુ ધર્મમાથી જ પ્રેરણા લેતા લાગે છે ઇતિહાસે બતાવ્યુ છે કે, હિંદુ ધર્મની એ જીવનદૃષ્ટિએ છેવટે રાજાની આપી, એ દૃષ્ટિ એકતાપ્રેરક કે પ્રગતિશીલ નથી નીવડી અને ત્યાર પછી હિંદુ ધર્મના નવસંસ્કરણનો અર્વાચીન યુગ શરૂ થયો, જેના પરમૈક પુરુષ ગાધીજી હતા તેમણે હિંદુ ધર્મની પુરાણ પવિત્ર પ્રાચીન વિશાળતાને પાછી જીવત કરી, હિંદુ ધર્મ એક સનાતન શક્તિ છે એ પ્રત્યક્ષ જીવનવ્યવહારમા દેખાડી આપ્યુ આવો હિંદુ ધર્મ કોઈ સપ્રદાય કે મજહબ નથી કોઈ અમુક જ દેવમો, કિતાબ કે પ્રવર્તક વ્યક્તિવાળો મર્યાદિત ધર્મ નથી જીવનધર્મનુ આ દર્શન પરમ માનવ ધર્મદર્શન છે આ વસ્તુ સદાકાળ યાદ રાખીએ તે સારુ બાપુજીએ પોતાની કુરબાનીથી તે ભારતને વારસા રૂપે આપી છે

એટલે ૨૬મી તારીખ અને ૩૦મી તારીખ બને મળીને સ્વતત્ર ભારતનુ સ્વરૂપ બતાવે છે સર્વોદય-રાજ એ જ સાચુ હિંદુ રાજ છે, એ જ સાચુ સેક્યુલર પણ છે હિંદુ ધર્મ અને હિંદુ સમાજ પોતાના જ પાપે ક્ષીણતેજ બન્યો હતો આજે જ્યા ત્યા ફૂટી નીકળતો હિંદુ ઉત્ક્રાંતિવાદ આ યુગના 'મહાન હિંદુ'ના જીવન અને મરણમાથી સમજે કે, આપણા ધર્મનો નવયુગ શરૂ થાય છે તેમ કરવાનો અને તેનુ જગતવ્યાપી તેજ પ્રગટ કરવાનો યુગ બેસે છે એનો દ્રોહ આત્મદ્રોહ છે

૩

બંધારણસભામા ત્રીજા વાચનનુ કામ પૂરુ થયે શ્રી આમ્બેડકરે લાબુ એક વ્યાખ્યાન કર્યું તેમા એક ચેતવણી આપી કે હવે પછી બંધારણવાદી રીતે કાયદેસર સૌએ વર્તવુ જોઈશે હિંસક બળવાની રીત અને સત્યાગ્રહ અસહકાર, સવિનયભગ વગેરેની રીત પણ છોડવી જોઈશે જૂના [illegible] ૧૯૨૦થી ગાધીજીને કહેતા હવે

નવા યુગમા નવા પાઠોના લિબરલ ગંધારણવાદીઓ પણ એમ કહે, તેમાં નવાઈ નથી.

પણ આ વિચારની એક વાત જોવા જેવી છે કે, ડી. આંબેડકરે સત્યાગ્રહ ઇત્યાદિનો શો અર્થ માનીને આ કહ્યુ હશે? હરિજનોના એક નેતા તરીકે એમણે પણ કેટલાક સત્યાગ્રહો ને અસહકાર ઇત્યાદિ ઉપાડેલા મનુસ્મૃતિ બાળવાની રીત પણ તે કાળે અજમાવાયેલી આને સત્યાગ્રહ સમજીને જો તે કહેતા હોય કે, એને હવે સ્થાન નથી, તો તેમા વાંધો નથી, કેમ કે તે ખરો સત્યાગ્રહ નહોતો

વળી આજે ભૂખમરા, હડતાલ, ઇત્યાદિ જે પજવણી ને સતામણી કરીને કામ કાઢી લેવાના ત્રાગાના પ્રકારો હિંદમા ટપકી પડ્યા છે, તે પણ ત્યાજ્ય છે, કારણ કે તે સત્યાગ્રહ નથી.

પરતુ ગાંધીજીએ શીખવેલી ચીજ તો તેમની એકમાત્ર ને અણમોલી જીવન-ભેટ છે તે તેમણે માનવકુટુબને આપેલો પાઠ છે તેને સ્થાન હતુ તો સ્વરાજ આવ્યુ તેને હવે જેટલુ સ્થાન આપીશુ, તેટલુ તે સુરાજ્ય કે સાચુ યા સપૂર્ણ સ્વરાજ્ય થશે અને સૌને શાતિ, સમૃદ્ધિ અને સુખ આપી શકશે સત્યાગ્રહ દ્વારા લોકશાહી સનાથ થઈ છે, એક વ્યક્તિ પણ સત્યાગ્રહ દ્વારા મહાશક્તિ બની છે, સત્યાગ્રહથી સ્વાતત્ર્ય તેનુ પરમ શસ્ત્ર પામ્યુ છે; સત્યને તેના જ જેવુ અમોઘ અને પરમ કલ્યાણકારી એવુ શસ્ત્ર સત્યાગ્રહમાથી લાધ્યુ છે. સ્વતત્ર ભારતમા એની બધી કોઈ કરી શકે નહી પણ ખર જોતા. બળવાને

૨૪–૧૨